



॥ श्री सनातन धर्मो विजयतेतराम् ॥

# પશુમહાસભાનું સંમેલન

धर्म एव हतो हन्ति । धर्मो रक्षति रक्षितः ॥

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥

आहार निद्रा भय मैथुनंच, सामान्यमेतत्प
शुभिर्नराणाम् ।
धर्मो हितेषामधिको विशेषो, धर्मेणहीनाः
पशुभिः समानाः ॥

પશુઓ તથા મનુષ્યોને-ખોરાક, નિદ્રા, ભય અને સ્ત્રી-સમાગમ એ સમાનજ છે. તથાપિ મનુષ્યોમાં ધર્મ જ એક વિશેષ વસ્તુ છે કેઃ—જેના વડે તેઓ પશુઓથી શ્રેષ્ઠ મણાય છે. પરંતુ જે મનુષ્યો ધર્મથી રહિત છે, તેઓ પશુ સમાન જ છે.

સંશોધક તથા પ્રકાશક :

**શ્રી જબરેશ્વરાશ્રિત કાર્યાલય**

ઘીકાંટા-નવતાડની પોળ, મહાદેવવાળો ખાંચો-અમદાવાદ

કિંમત ચાર આના

## શ્રી જબરેશ્વરાશ્રિત કાર્યાલયનાં ધ્યેયો ॥

૧. શ્રી સનાતન વેદધર્મનો પ્રચાર કરવો.

૨. શ્રી સનાતન ધર્મના સાહિત્યનો બહોળો પ્રચાર થાય, તેવી યોજના કરવી.

૩. શ્રી ગિર્વાણ ભાષાનો પ્રચાર થાય તેવી યોજના કરવી.

૪. દરેક દ્વિજ વર્ણના બાળકોને ષટ્કર્મથી જાણીતા કરવા પુરૂષાર્થ કરવો.

૫. ષટ્કર્મ, સનાતનધર્મ, અને સંસ્કૃતને લગતાં સાહિત્યો

| પ્રત ——— યોગ્ય અધિકારી જનોને વિના મુલ્યે વહેંચવા ઉદારતા દર્શાવી છે. |
|---|

પ્રસિદ્ધકર્તા-માર્કંડરાય ચુનીલાલ રાવળ. ઘીકાંટા—નવતાડની પોળ-મહાદેવવાળો ખાંચો, અમદાવાદ.

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં મગનભાઈ છોટાભાઈ દેસાઈએ છાપી. શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, ઠે. સલાપોસ ક્રોસરોડ—અમદાવાદ.





"સ્વધર્મ ધુરંધર" સદૈવ સ્વધર્મ પાલક શ્રી
જખરેશ્વરાશ્રિત કાર્યાલયના સદૈવ હિતચિન્તકઃ—



પરમ સન્માન વિભૂષિત

શ્રીમાન્ વિજયશંકર ડાહ્યાશંકર ત્રિપાઠી.

વીરમગામ.



શ્રી સ્વધર્મ સ્વકર્તવ્યનિષ્ઠ સનાતન ધર્મપ્રેમી,
શ્રી જબરેશ્વરાશ્રિત કાર્યાલયના હિતચિન્તક:—



પરમ સન્માનનીય

શ્રીમાન્ અમૃતલાલ શિવલાલભાઈ પરીખ.

વઢવાણ સીટી.



॥ श्री जबरेश्वरः प्रसन्नोऽस्तु ॥

શિવતનય વરિષ્ટં, સર્વ કલ્યાણ મૂર્તિમ્;
પરશુ કમલ હસ્તં, શોભિતં મોદકેન।
અરૂણુ કુસુમમાલા, વ્યાલ બદ્ધોદરં ચ;
મમ હૃદય નિવાસં, શ્રી ગણેશં નમામિ ॥૧॥

શાંતં પદ્માસનસ્થં, શશિધરમુકુટં પંચવકત્રં ત્રિનેત્રં;
શૂલં વજ્રં ચ ખડ્ગં, પરશુમભયદં દક્ષિણાંગે વહન્તં।
નાગં પાશં ચ ઘંટારવડમરૂયુતં સાંકુશં વામભાગે,
નાનાલંકારયુક્તં શુદ્ધસ્ફટિકનિભં પાર્વતીશં નમામિ॥૨

## પ્રાર્થના ( હરિગીત છંદ )

બહુ પુણ્ય કેરા લાભથી, શુભદેહ માનવનો મળ્યો,
તોએ, અરે! ભવ ચક્રનો, ફેરો નહિ એકે ટળ્યો,
લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો,
શું સુધારો કે કુધારો, વધવાપણું નયને ગ્રહો,
હું કોણ ને ક્યાં જન્મીયો, શું સ્વરૂપ મારૂં છે ખરૂં,
તેના સંબંધે વિચરી, જીવન વૃથા ન ફેડવો,
દુઃખ પ્રાપ્ત કરતાં સુખ મળે છે, નક્કિ એ લક્ષે ગ્રહો,
વર્ણાશ્રમે વર્તી તમે, જીવનની શાંતિ કરો.

# પ્રાક્ – કથન

આધુનિક જમાનામાં ભૂમંડળની કેટલીક જાતિઓ ઉન્નતિને શિખરે પહોંચી ચુકી છે, જર્મનોની કળા કૌશલ્યે સંસારમાં આશ્ચર્ય-જનક મશીનોને તૈયાર કરી નાખ્યાં છે, અમેરિકાની ઉન્નતિ જોઈને સર્વ કોઈ આશ્ચર્ય પામી રહ્યું છે, તે સમયમાં કેટલાક ભારતીય અક્ષર જ્ઞાનીઓ બનાવટી ઉન્નતિનાં ગીતો ગાવા લાગ્યા છે. તેઓનું કહેવું એ છે કે, જ્યાંસુધી ભારતવર્ષમાંથી **ધર્મમર્યાદાના સિદ્ધાંતો નાબુદ નહિ થાય**, ત્યાં સુધી તે ઉન્નતિને શિખરે આવી શકશે નહિ. તેઓનું ધારવું એ છે કે ધર્મમર્યાદા વિવિધ જાતિઓમાં સંઘર્ષ પેદા કરી જાતિઓને અંદર અંદર લડાવી મારે છે અને આ કારણને લઇ સર્વથી પ્રથમ ધર્મમર્યાદાઓના સિદ્ધાંતોનો નાશ કરવો જોઇએ. કેવી અજાયબીની વાત છે કે, જે ધર્મમર્યાદા સંસારમાં પ્રાણીમાત્રની હિતૈષી તથા ઉન્નતિકારક છે; તે ધર્મસિદ્ધાંતો આજના ઉન્નતિ ચાહકોને શત્રુરૂપ લાગે છે; પણ ખરેખર ધર્મ એ સંસારની ઉન્નતિ તથા મોક્ષની પ્રાપ્તિ કરાવનાર, પ્રિય વસ્તુ છે. સંસારમાં કોઇને " **આપ ધાર્મિક પુરૂષ છો** " આમ કહેવાથી તે આનંદિત થઈ જાય છે અને "**આપ અધાર્મિ પુરૂષ છો**" આમ કહેતાં જ કોપાયમાન થાય છે. આ બતાવી આપે છે કે સંસારમાં સર્વને ધાર્મિક બનવું ગમે છે, પણ સિદ્ધાંતોનું રક્ષણ કરવું ગમતું નથી.

હાલના કેટલાક નવશિક્ષિત બુદ્ધિમંતો જગતના કર્તા–ઇશ્વર હોવા છતાં તે ઇશ્વરને માનતા નથી. ઇશ્વરની બનાવેલી સૃષ્ટિને નિયમમાં રાખવા સારૂ બનાવેલા ઇશ્વરી કાયદારૂપ ધર્મશાસ્ત્રોને તેઓ સ્વીકારતા નથી, અને ફક્ત સ્વચ્છંદીપણે પશુજીવન ગાળવા તૈયાર થયેલા છે. તેઓને પ્રાચીન શાસ્ત્રીય લગ્નવિધિ–કે જેમાં અગ્નિને સાક્ષી તરીકે રાખીને,

પુરોહિતદ્વારા વેદમંત્રો ભણી અગ્નિમાં હોમ અપાવીને કન્યાના માબાપ પાસે કન્યાનું દાન વરને અપાવતા હતાં, અને તે કન્યા જો દૈવવશાત્ વિધવા થાય તો પણ ફરીથી લગ્ન કરી શકતી નહતી, પણ જીંદગી સુધી બ્રહ્મચર્ય પાળી સંસાર સુખનો ત્યાગ કરી ઇશ્વરનું ભજન કરી જીંદગી ગુજારતી હતી, અને તેમાં જ તેઓ મોટું પુણ્ય માનતાં હતાં એટલે એક વખત પતિ–પત્નિ રૂપે જોડાયા પછી બીજા સાથેના સ્વીકારને આલોક અને પરલોકની ઉન્નતિસાધક સમજતા હતા, તેનાં સંતાનો અત્યારે સ્વતંત્રતાના નામે સ્વચ્છંદતા વધારતા ગયા છે અને તદ્દન ચતુષ્પાદ પશુની પદ્ધતિ સ્વીકારી પૂચ્છ અને શીંગ વગરના–પશુ જીવન ગાળવા તત્પર થઇ રહ્યા છે.

વિશેષમાં શારિરીક તેમજ આધ્યાત્મિક ઉન્નતિદાયક–શૌચવિધિ, ભોજનવિધિ, સ્નાનવિધિ, પોશાકવિધિ, સ્પૃશ્યાસ્પૃશ્ય, ભક્ષ્યાભક્ષ્ય વિચાર વગેરેના મૂખ્ય સિદ્ધાંતોના રહસ્યો તરફ લક્ષ્ય આપ્યા સિવાય ઉપરચોટીયું દષ્ટિજ્ઞાન મેળવી તેના આદર્શ સિદ્ધાંતોનો ત્યાગ કરી અત્યારે તદ્દન પશુતુલ્ય રીતિ–નીતિને અનુસરી રહ્યા છે, કે જે પરિણામે તેઓને અલ્પાયુષી બનાવવામાં કારણભુત છે.

આજકાલ ઘણાખરા ભારતવાસીઓ પાશ્ચાત્ય શિક્ષાના ચક્રમાં પડીને ધર્મને તિલાંજલિ આપી રહ્યા છે. એવા અંગ્રેજોની નક્કલ કરનાર બુદ્ધિમંતોને અમારી પ્રાર્થના છે કે તેઓ એકાંતમાં બેસીને એ વાતનો વિચાર કરે કે અમે મનુષ્યથી પશુ બની રહ્યા છીએ કે કેમ? અમારા પૂર્વજોના સ્વીકાર કરેલા **સિદ્ધાંતો તે** આ દેશને અધોગતિએ લઇ જનાર છે કે ઉન્નતિએ ?

હાલના કેટલાક ભારતીય ઉન્નતિ ચાહક અગ્રગણ્યો ભારતની ઉન્નતિના ખરા સ્વરૂપમાં અજ્ઞાન રહી ખોટા રસ્તે પ્રયાસ કરી રહ્યા છે. તેઓ ધર્મના કોઇપણ અંગને ઉન્નતિમાં આવશ્યક નહિ માનતાં માત્ર, પાશ્ચાત્ય સ્વચ્છંદાચારી રીતિને ઉન્નતિ સાધક સમજી તેનો

પ્રચાર કરી રહ્યા છે. આવા ઉન્નતિ ચાહકો ધર્મના ગમે તે અંગને ધર્મ માની બીજા ધર્માંગોને ધર્મથી જુદાં માને છે. જેવી રીતે આંધળાઓના ટોળામાં હાથીનું અંગ કે જે તેમના વ્યક્તિગત સ્પર્શમાં આવ્યું હોય તેવું જ તે આખા હાથીના સ્વરૂપને માને છે; પણ ખરી રીતે દરેક અંગો તેમ ઉપાંગો ભેગાં થવાથી જ આખો હાથી બને છે. તેવી જ રીતે ધર્મનાં દરેક અંગોની સમજ તથા તેના પુરેપુરા પાલનથી જ સત્ય ધર્મનું જ્ઞાન થાય છે. ધર્મનાં સત્ય, દયા, તપ વગેરે ત્રીસ અંગો છે કે જેના પાલનથી સંસારમાં શાંતિ, સુખ અને પ્રતિષ્ઠાદ્વારા મનુષ્યોની દિનપ્રતિદિન ઉન્નતિ તથા સ્વર્ગની પ્રાપ્તિ થઇ–અંતિમ મોક્ષ મળે છે.

## આધુનિક સુધારકોની માન્યતા

અત્યારે પાશ્ચાત્ય રીતિનીતિના ચાહકોની દૃષ્ટિમાં તો ભારતીય વેષને સંસારમાંથી ઉખાડી નાંખી કોટ, પેન્ટ, બુટ, હૅટ લગાડવી તે ધર્મરૂપ છે. ઘરના ભોજનનો ત્યાગ કરી હોટલમાં જઇ જીહ્વા સ્વાદને પોષવો તે તેમના ધર્મનું બીજું અંગ માને છે. કાગળથી મળ સાફ કરવા તથા ઉભાઉભા મળમૂત્રનો ત્યાગ કરવો તે તેમનું તૃતીય અંગ છે. ભારતવર્ષના રૂપૈયા ભેગા કરી, પરદેશ લઇ જઇ, ખર્ચ કરવા તે તેઓની દૃષ્ટિમાં ધર્મનું ચોથું અંગ છે. ઉન્નતિનાં બનાવટી ગીત ગાઇ હિંદુ ધર્મને નાબુદ કરવો તે તેઓના ધર્મનું પંચમાંગ દેખાય છે. વર્ણાશ્રમની પદ્ધતિનું ઉચ્છેદન કરી હિન્દુઓને એક જાતિ કરવા, તે તેઓના ધર્મનું છઠ્ઠું અંગ છે. આન્તરજાતિ તેમજ વિજાતીય વિવાહનો પ્રચાર કરવો તે તેઓના ધર્મનું સાતમું અંગ છે. દ્વિજજાતિઓમાં વિધવા વિવાહનો પ્રચાર કરવો તે તેમનું અષ્ટમાંગ છે. આવી રીતે સર્વ પાશ્ચાત્ય રીતિનીતિના સુધારાના સિદ્ધાંતો ઉપર ધર્મભૂમિ ભારતની ઉન્નતિ સાધવા કાર્ય કરી રહ્યા છે.

ભારતીય ઉન્નતિ ઇચ્છનાર અગ્રગણ્યો જો ધર્મના એક એક

અંગોને ધર્માંગ ન કહેતા હોય તો તેઓને સમજાવી શકાય પણ જેઓ સ્વચ્છંદતાને જ સ્વતંત્રતા અથવા ઉન્નતિનું સ્વરૂપ સમજે છે; તેઓને ધર્માંગો સમજાવવાં તે અશક્ય છે. એક કવિએ કહ્યું છે કેઃ—

**वानरस्य सुरापानं मध्ये वृश्चिक दंशनम् ।**
**तन्मध्ये भूतसंचारो यद्वातद्वा भविष्यति ॥**

પ્રથમ તો વાંદરો પ્રકૃતિથી જ ચંચલ છે, અને તેને મદિરા-પાન કરાવવામાં આવે એટલે તેની ચંચળતામાં વધારો થાય, આવી વૃદ્ધિંગત ચંચળતામાં જો વાંદરાને વિંછી ડંખ મારે એટલે ગજબની વાત થઇ, એટલામાં વળી ભૂત આવીને તેના શરીરમાં પ્રવેશ કરે એટલે ચંચળતાની સીમા ઉલ્લંઘનની–મર્યાદાની વાત જ શી! તદનુ-સાર આ ઉન્નતિ ઇચ્છકો પ્રથમ પાશ્ચાત્ય શિક્ષણ લઇ તદનુસાર રહેણીકરણીથી તેઓ સમજી બેઠા છે કે અમારા પૂર્વજો અર્ધ જંગલી મનુષ્ય હતા, અમારા વેદ ગાડરીયા પ્રવાહનાં ગીત છે; અમે આ દેશના રહેનાર નથી પણ મધ્ય એશિઆમાંથી ટોળાઓમાં વિખરાતા આવ્યા છીએ, આવા પાશ્ચાત્ય અનુકરણીય મનુષ્યો ભારતીય વેષ, ભાષા તથા સંસ્કૃતિનો દ્વેષ ન કરે તો બીજું શું કરે! હોટલોમાં માંસ, મદિરા, પ્રભૃતિ, અભક્ષ્ય ભોજન લેનાર અને દુરાચાર કરનારને ભારતીય આદર્શ સિદ્ધાંતો ક્યાંથી સમજાય.

સુધારકોની દૃષ્ટિમાં હોટલોમાં અભક્ષ્યાભક્ષ્ય લેવું, એક પત્નિ-વ્રતનો ભંગ, વિધવાવિવાહનો પ્રચાર; કોટ. બુટ અને હેટથી સુસજ્જિત બની ખાનપાન વ્યવહાર કરવો, વિષયવાસનાઓની દિનપ્રતિદિન વૃદ્ધિ કરવી, પોતાની વાણીમાં ધર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરી પરિણામે મનુષ્યોને પશુતુલ્ય બનાવવા એટલું જ તેમનું ઉન્નતિદાયક સાધન છે. વાસ્તવમાં આ કાર્યમાં કોઇપણ પ્રકારની યમનિયમાદિના પાલનની કઠિનાઈ નથી. પણ હિન્દુ ધર્મ આવા ગૃહસ્થને સ્વચ્છંદી, રાક્ષસી ગૃહસ્થ ગણે છે. ધાર્મિક ગૃહસ્થની પ્રણાલિકા ઘણી કઠણ છે.

## ધાર્મિક ભાવનાઓ

ભાવી જીવનના સુખ માટે દાન, યજ્ઞ વગેરે શુભ કર્મો આચરવાં. એક પત્નિદ્વારા ઋતુગામી રહી જીતેન્દ્રિય બનવું. ધાર્મિક, દાનવીર અને બળવાન સંતાન ઉત્પન્ન કરવાં, માતૃ, પિતૃ અને ગુરૂ સેવાદિ આચરણો દ્વારાએ સંસારને ઉપદેશ કરવો. તેમજ "વસુધૈવ કુટુમ્બકમ્" તદ્-નિયમાનુસાર સર્વ મનુષ્યોમાં પ્રેમની ભાગીરથી રેડેવરાવી અને સર્વને એકમતના બનાવી, ધર્મનું પાલન કરાવવું. વાસ્તવમાં આવા કઠિન ધર્મયુક્ત નિયમોને નીભાવવા એ જ ધર્મ વીર મનુષ્યોનું કાર્ય છે.

## ભારતવર્ષની આધુનિક સ્થિતિનું દિગ્દર્શન-ઉન્નતિ કે અવનતિ?

હાલ ભારતવર્ષમાં જે જુની ઢબના માણસો દેખાય છે તેઓનાં આચરણો સર્વથા વેદાદિ સચ્છાસ્ત્રાનુકૂળ હોય છે. આવા ધાર્મિક-પરસ્પરમાં પવિત્ર પ્રેમ રાખનાર ગૃહસ્થધર્મને સુધારકો ઉન્નતિ બાધક ગણે છે. આજ સુધારકોની કૃપાથી હિન્દુજાતિના ઘર ઘરમાં ફુટ થઇ રહી છે! આર્યસમાજ, જાતિ-પાંતિ તોડકમંડળ, અબ્રાહ્મણ સભા, કોંગ્રેસ, વિધવાવિહાર સોસાયટી, અછૂતોદ્ધાર, શુદ્ધિ સભા, વગેરે વિભાગોમાં જે હિન્દુ જાતિ વિભક્ત થઇ રહી છે! તે ફક્ત સુધારકોની ભિન્ન ભિન્ન પ્રથાનાં ફળો જ છે. વાંચક વિચારશે કે આ પ્રગતિ હિન્દુજાતિનો ઉદ્ધાર કરશે કે અધઃપતન!

## સુધારક સ્ત્રીઓની માન્યતા અને વર્તન.

આજકાલ સુધારક સ્ત્રીઓમાં પ્રાતઃકાળમાં ઉઠતાં વેંતજ સંસારના અવનવા સમાચારો દર્શાવતા પત્રોનું વાંચન શરૂ કરવું, ઘરનું કાર્ય ઉપરચોટીયું કરી અથવા ઇશ્વરકૃપાથી ઘેર નોકર હોય તો તેને ગૃહવ્યવસ્થાનું કાર્ય સોંપી. ઇચ્છાનુસાર વર્તવાની કુટેવ પડી હોય છે. સાયંકાળે અથવા રાત્રે જીવનના પ્રેમને અંતમાં બરબાદ કરનાર સ્વચ્છંદતાના અભ્યાસનાં મૂળરૂપ નાટક, સીનેમા, કે વિના પ્રયોજન ઘૂમવું એ તેમને અત્યંત લાભદાયક લાગે છે.

ભારતનાં સ્ત્રી રત્નો કે જેઓ સાસુને માતા સમાન માની વડીલોની આજ્ઞાનું પાલન કરતાં હતાં, તેનાં જ સંતાનો અત્યારે સુધારકના બહાના નીચે સ્વચ્છંદતાનો વ્યવહાર કરે છે. આવી સ્ત્રીઓ કદાચ ભાષણમાં જઇ પહોંચે તો ત્યાં જઇ **"વર્ણાશ્રમ તોડી નાંખો"** "હિન્દુઓની સર્વજાતિ પાંતીને દૂર કરી એક મનુષ્યજાતિ બનાવી દો." હિન્દુ ધર્મ મર્યાદાનો અંત લાવો" અંગ્રેજી સભ્યતાનો સ્વીકાર કરી દેશની ઉન્નતિ સાધો, "સ્ત્રીઓને સ્વતંત્ર બનાવી દો" ઇત્યાદિ સિદ્ધાંતોનો પ્રચાર શરૂ કરે છે; પણ તેઓના પોતાના આવશ્યક સ્ત્રી ધર્મો તરફ દુર્લક્ષ સેવી સંસારમાં જીવનને દુઃખરૂપ બનાવે છે.

પ્રિય ભારતીય બંધુઓ! હાલના કેટલાક પાશ્ચાત્ય શિક્ષા દીક્ષા દીક્ષિત–માર્ગ ભૂલ્યા નેતાઓ સમજે છે કે હિંદુધર્મનો નાશ કરી કરી ભારતીય પ્રજામાં સબ ગોલંકાર થવાથી સ્વરાજ્ય મળશે, પરંતુ તેઓની એ મોટી ગંભીર ભૂલ છે. કેમકે સનાતન ધર્મ સ્વરાજ્યમાં બાધક નથી પણ સાધક છે. જો ખાનપાનાદિ ઐકયતાથી જ સ્વરાજ્ય મળતું હોત તો આજ અનેક વિદેશી રાજ્યો ઐક્યતા (રોટી બેટી વ્યવહાર) વાળાં હોવા છતાં એક બીજાનો પરસ્પર નાશ કરી રહ્યાં છે. એ તે **ઉન્નતિ કે અવનતિ?**

## સનાતન ધર્મના સિદ્ધાંતો

સનાતન ધર્મ તો હમેશાં તમામ પ્રજા સુખી થાય, નિરોગી રહે, પ્રાણીમાત્રનું કલ્યાણ થાય, કોઇપણ પ્રાણીને દુઃખ પ્રાપ્ત ન થાય એવું ઇચ્છે છે. ધર્મના સિદ્ધાંતો–સૂત્રો તો મનુષ્ય માત્રને સત્યતા, દયા, શૌચ, અહિંસા, સ્પૃશ્યાસ્પૃશ્યતા, ભક્ષ્યાભક્ષ્ય, લગ્ન, એકપત્નિ-વ્રત, પાતિવ્રત્ય, પરદ્રવ્ય લોષ્ટવત્, સમભાવના, મિત્રતા, ગુરૂભક્તિ, રાજભક્તિ ભાતૃપ્રેમ વગેરેના આદર્શો શીખવી અંતમાં મનુષ્ય જીવ-નની સાફલ્યતારૂપ મોક્ષ માર્ગને પ્રાપ્ત કરાવે છે.

**સત્યતા**—પૂર્વકાલમાં ધાર્મિક જનો સમજતા હતા કે પરસ્પર પ્રીતિ વધારનાર સંસારમાં શાન્તિ આપનાર, અદાલતોના પંજામાંથી બચાવનાર, જો કોઇ હોય તો ફક્ત સત્ય બોલવું તે જ હતું, અને આ ઉપદેશને કષ્ટ સહન કરીને પણ પાલન કરતા હતા, આનો અત્યંત જ્વલંત દાખલો રામચંદ્રજીનો વનવાસ, હરિશ્ચંદ્રના રાજ્યપાટનું ત્યજવું કુમારિલભટ્ટનો અગ્નિ પ્રવેશ, વગેરે છે. તે સત્યતાને અત્યારે કોરાણે મૂકી અદાલતોમાં નિત્ય હજારો ભારતવાસીઓ ગંગાજળ ઉપાડે છે, કુરાન, બાઇબલને ચુમે છે. ઇશ્વરના સોગન ખાય છે, જુઠી સાક્ષીઓ પૂરે છે. અને ભાઇભાઇઓ સત્યતાને કોરાણે મૂકી અંદર અંદર દગા કરે છે. અંગ્રેજીની નકલ કરનાર બુદ્ધિમંતોને અમારી પ્રાર્થના છે કે તેઓ એકાંતમાં બેસીને વિચાર કરશે કે પાશ્ચાત્ય સંસર્ગથી અમારી ઉન્નતિ થઇ રહી છે? કે અમે પશુવૃત્તિના બની રહ્યા છીએ?

**પરદ્રવ્ય લોષ્ટવત્**—ધર્મની આજ્ઞાઓમાં બીજાના ધનને અયોગ્ય રીતે પ્રાપ્ત કરનારને મહાપાપી ગણ્યા છે. જે સમયમાં ભારતવાસીઓ આ ધાર્મિક નિયમપૂર્વક વર્તતા હતા, ત્યારે આ ભારતવર્ષમાં ચોર ડાકુઓ ઉત્પન્ન થતા ન હતા. અદ્યાપિલગી આ સૂત્રને પાલન કરનાર ભારતનિવાસી જીવંત છે, અને તેના દાખલા તરીકે બદ્રિનારાયણના પહાડ ઉપર કે જ્યાં અંગ્રેજી શિક્ષાનો પ્રચાર નથી ત્યાં ચોરીઓ થતી નથી; મહાન નેપાલ રાજ્યમાં પણ ચોરીના મુકર્દમા આવતા નથી. આ દેશોમાં અત્યાર સુધી હિન્દુધર્મના સિદ્ધાન્તોનું પાલન થઇ રહ્યું છે; પણ જે સ્થાનોમાં કોટ પાટલૂનધારી, હોટલ બોટલબાજ તૈયાર થઇ ગયા છે તે સ્થાનોમાં જ આ નિયમનો ભંગ દૃષ્ટિગોચર થઇ રહ્યો છે.

**સમભાવ**—વેદોમાં સમસ્ત પ્રાણીઓમાં સંભાવના રાખવી એવું દર્શાવેલું છે. પ્રાચીન કાલમાં હિન્દુ રાજા જ્યારે બીજા દેશોને જીતતા ત્યારે તેના રાજાને ખંડીયો બનાવી તે દેશ તેને પાછો સોંપતા,

કારણ કે તેઓ સમજતા હતા કે તેનું રાજ્ય લઈ લેવાથી તેને મરણ તુલ્ય આઘાત થશે.

**મિત્રતા**—સંસારમાં જેટલાં જેટલાં મનુષ્યો છે, તેઓની સાથે મિત્રતા રાખવી આવી ધર્મ આજ્ઞાઓ છે; અને આ આજ્ઞાનું પાલન રંક અને રાજા સર્વ સરખી રીતે કરતા હતા. એવું સુદામા અને કૃષ્ણના દાખલા ઉપરથી સ્પષ્ટ જણાય છે.

**ગુરૂભક્તિ**—ભારતવર્ષમાં ધાર્મિક દૃષ્ટિથી ગુરૂનું જેટલું માન છે, તેટલું ગુરૂ સન્માન કોઇ અન્ય જાતિઓમાં દૃષ્ટિગોચર થશે નહિ. વેદમાં ઉપદેશ અપાયેલો છે કે "આચાર્ય દેવો ભવ" આચાર્યને દેવતા સમાન માનવા જોઇએ. તેઓને પૂર્ણ બ્રહ્મરૂપ માની સર્વકાર્ય શરૂ કરતાં પહેલાં પ્રણામ કરવા જોઇએ. કૃષ્ણ અને સાંદિપની ગુરૂ તેમજ અનેક શિષ્યો અને ગુરૂ-આચાર્યોના દાખલાઓ મોજુદ છે. આ આદર્શ નિયમનો, પાશ્ચાત્ય શિક્ષણ પદ્ધતિએ ભંગ કરી અત્યારે ગુરૂભક્તિ નષ્ટ કરી નાખી છે. આના પરિણામે વર્તમાન સમયમાં શિષ્ય હિત પણ નષ્ટ થયેલું જણાય છે, અને ગુરૂ એ એક પગારદાર નોકરના સ્વરૂપમાં દૃષ્ટિમાન થઈ રહ્યા છે.

**અહિંસા**—સંસારમાં પશુ, પક્ષી, મનુષ્યાદિ અસંખ્ય જીવો ઇશ્વરે બનાવ્યા છે, અને તે સર્વે ઇશ્વરને અત્યંત પુત્ર તુલ્ય છે. ઇશ્વરને મનુષ્ય પ્રિય હોય અને પશુ પક્ષી અપ્રિય હોય તેવું કોઈપણ કારણ દૃષ્ટિગોચર થતું નથી; પણ આજકાલ મનુષ્યો પોતાની મઝાને ખાતર બીજા જીવોને મારી નાખી ભક્ષણ કરવા લાગ્યા છે; અને તેના બચાવમાં તેઓ પોતાના ધર્મશાસ્ત્રોની આજ્ઞાનું બહાનું કાઢે છે. કેટલાક પશુ, પક્ષીનું માંસ અત્યંત બલકારી છે. તેવું દર્શાવે છે; પણ આ સર્વ બહાનાં આશ્ચર્યજનક છે. ઇશ્વરનાં પ્રાણપ્યારાં બચ્ચાંને મારી ખાવાં તે ઇશ્વરને પ્રસન્ન કરવા કે અપ્રસન્ન કરવા યોગ્ય છે? તે વિચારવા યોગ્ય છે. આવો પ્રશ્ન જ્યારે માંસ ભક્ષકોની સમક્ષ

રજુ કરવામાં આવે છે, ત્યારે તેઓનાં જડમાં બંધ થઇ જાય છે. હાલમાં અન્ય દેશોની શિક્ષા નીતિ રીતિને ગ્રહણ કરનાર હિંદુઓ પણ માંસ ખાવા તૂટી પડયા છે. અમે માંસ ભક્ષકોને પૂછીએ છીએ કે માંસ ભોજન સાત્વિક ગુણ વર્ધક છે કે તામસ? તેઓને કબુલ કરવું પડશે કે તામસ! આથી નિશ્ચય થાય છે કે માંસભોજન તામસી છે. તામસ ગુણનો સ્વભાવ છે કે તે કદિ પવિત્રતા દયા અથવા શાન્તિ પ્રવર્તાવી શકે નહિ; એટલે તદ્દગુણાનુસાર માંસ ભક્ષકો કદિ જગતમાં શાન્તિ પ્રવર્તાવી શકે નહિ. જગતમાં શાંતિ પ્રવર્તાવવા સારૂ અહિંસાવ્રતની ખાસ આવશ્યક્તા છે કે ધર્મનું અંગ છે. પૂર્વકાળમાં આ અહિંસાના પરિણામે ક્રુરમાં ક્રુર પ્રાણીઓ પણ જાતિ વૈર ત્યાગ કરતાં હતાં.

**શૌચતા**—વર્તમાન સમયમાં વ્યાધિઓનો સમુદાય મનુષ્યો ઉપર તૂટી પડયો છે, તેનું કારણ એ છે કે સુધારકોએ ધર્મનું ચતુર્થ અંગ શૌચને સફાઇના રૂપમાં ગણ્યું છે; પણ તેઓને માલમ નથી કે સફાઇ અને શૌચ તે તદન જુદી વાત છે, અને લાભોમાં પણ મહાન અંતર છે. સુધારકોનાં પાયખાનાં તે, ધાર્મિક જનતાનાં સાધારણ સ્થાનો કે જે માત્ર ગાયનાં છાણમાટીથી લીંપેલાં હોય તેનાં કરતાં સફાઇદાર જણાય છે, પણ તે શુદ્ધ અને શૌચયુક્ત હોતાં નથી. સફાઇ ફક્ત દષ્ટિમાં જ હોય છે; પણ ગાયના છાણ તથા માટીથી લીંપેલાં સ્થાનોના ગુણો તો જે લોકોને વૈદકનું જ્ઞાન હોય તેને જ ગાયના ગોબરની તેમજ મૃતિકાની મહત્તાના ગુણોની સમજ પડે. શાસ્ત્રકારોએ શૌચતા (પવિત્રતા), બે પ્રકારની માની છે. આભ્યાન્તર અને બાહ્ય આભ્યાન્તર શુદ્ધિ માટે સર્વથા પવિત્ર, નિરોગી તેમ સાત્વિક અન્ન ખાવાની હિન્દુશાસ્ત્રમાં વિધિ છે. અને ભોજન લેવાની પણ પદ્ધતિ છે; એવું નથી કે જ્યાં જેને જે દશામાં, જે પદાર્થ મળે ત્યાં તે દશામાં જ બકરાંની માફક આરોગ્યા કરે. ધર્મશાસ્ત્રો તેમજ આરોગ્ય શાસ્ત્રો તો દર્શાવે છે કે ભોજન

ક્યાં પછી ત્રણ કલાકની અંદર ફરીથી ભોજન કરવું નહિ છતાં ભોજન કરવાથી ભોજનનો રસ વિષરૂપ બને છે. હંમેશાં ભોજન ઉત્તમ જાતિથી શુદ્ધતાપૂર્વક તૈયાર કરેલું, જળ તથા વાયુનું સ્થાન રાખીને પ્રમાણુસર ગ્રહણ કરવું. આથી આભ્યન્તર શુદ્ધિ તેમ પુષ્ટિ થાય છે; અને સ્નાન, સ્પૃસ્યાસ્પૃસ્ય પાળવાથી બાહ્ય શુદ્ધિ થાય છે. આ પ્રમાણે પવિત્રતાથી મનુષ્ય દીર્ઘાયુષી, પવિત્ર તથા પુષ્ટ થઇ શકે છે. માટે આરોગ્ય વૃદ્ધિને સારૂ શાસ્ત્રોક્ત શૌચની આવશ્યક્તા છે. પવિત્ર પરિશ્રમથી તેમજ નીતિયુક્ત કમાયેલા દ્રવ્યથી તથા ધાર્મિક સ્વજ્ઞાતિજનોથી બનાવેલું ભોજન કરવાથી ઘણા લાભ થાય છે. શાસ્ત્રમાં જણાવ્યું છે કે—"**यादृशं भक्षयेदन्नं बुद्धिर्भवति तादृशी**" પવિત્ર અથવા અપવિત્ર જે પ્રકારનું અન્ન મનુષ્ય ખાય છે તેવી તેની બુદ્ધિ થાય છે. આ પ્રકૃતિસિદ્ધ નિયમાનુસાર જગતમાં કાર્ય ચાલ્યાં કરે છે. અત્યારે પાશ્ચાત્ય રીત્યાનુસારી હોટલોમાં અભક્ષ્યાભક્ષ્ય કરનારની મતિ ભ્રષ્ટ થવાથી તેઓને ખાનપાન સંબંધી ધર્મ મર્યાદાની સમજ પડતી નથી.

**પરસ્ત્રી માતા સમાન**—ધર્મશાસ્ત્રોમાં પરસ્ત્રીગામી પુરૂષોને પાપી અને અધર્મી કહેલા છે, અને તેને લઇને આર્યસજ્જનો પરસ્ત્રી તરફ કુદષ્ટિથી જોતા નહતા. આપણી આર્યસંસ્કૃતિમાં "**પરસ્ત્રી માતાસમાન**" નો આદર્શ કેવો પળાતો તે વિષય પર એક સુન્દર દષ્ટાંત રજુ કરૂં છું,

એક સમયે અર્જુન ઇન્દ્રની પાસે વિદ્યા ભણવા ગયો હતો. ત્યાં તેનું રૂપ લાવણ્યાદિ જોઇને ઉર્વશી મોહિત બની ગઇ. મધ્યરાત્રિએ અર્જુનના દ્વાર પર જઇ સાંકળ ખખડાવી, અર્જુન ઉઠયો, કમાડ ઉઘાડી જુએ છે તો એક સ્ત્રીને ઉભી રહેલી જોઇ બોલ્યો કે—

**का त्वं शुभे । कस्य परिग्रहोऽसि ।**
**किंवा मदभ्यागमकारणं ते ।**

**आचक्ष्व मत्वा वशिनां कुरूणां,**
**मनः परस्त्रीविमुखप्रवृत्तिः ॥**

તું કોણ છે? કોની સ્ત્રી છે! અને અહિં મારા દ્વાર પર આ સમયે આવવાનું તારે કારણ શું છે? તે કહે; પરંતુ કહેતાં પહેલાં યાદ રાખજે કેઃ—

**हम क्षत्रियकुल—पूत, इन्द्रके अन्तेवासी ।**
**कुलकलंक जिन देय मात हम भारतवासी ॥**

હું જિતેન્દ્રિય કુરૂવંશી ક્ષત્રિયનો પુત્ર છું અને અમારૂં મન પરસ્ત્રીથી હંમેશાં વિમુખ હોય છે; અને તેમાં પણ હું ઇન્દ્ર પાસે **વિદ્યાભ્યાસ કરનારો અર્થાત બ્રહ્મચારી અને ભારતવર્ષનો નિવાસી છું.** માટે હે માતા! રખેને મારા કુળને કલંક ન આવે? માટે તેનો સંપૂર્ણ વિચાર કરીને જ પ્રત્યુત્તર આપજે.

આ સાંભળી ઉર્વશીએ કહ્યું કે—મારા જેવી સૌંદર્યવતી સ્ત્રી ત્રૈલોક્યમાં નથી. પ્રત્યુત્તરમાં અર્જુને કહ્યું કેઃ—હું આજસુધી સમજતો હતો કે મારી માતા કુંતાજી સમાન કોઇ જગતમાં રૂપવતી નથી. યદિ કુંતાજીથી પણ તું અધિક સૌંદર્યવતી છે. એવું પ્રથમ જાણતો હોત તો તારે પેટેજ જન્મ લઇ પોતાને ધન્ય માનતો; આ સાંભળીને ઉર્વશી લજ્જિત થઇ તુરતજ ચાલી ગઇ.

પ્રિય બન્ધુઓ—આ હતો અમારા સનાતન ધર્મનો "**પરસ્ત્રી માત સમાનનો**" આર્ય સંસ્કૃતિનો આદર્શ!!! ભારતવાસીઓ જ્યારે આ પ્રાચીન આદર્શને સેવતા થશે અને "પરસ્ત્રી માત સમાન" નો મંત્ર પોતાની રગેરગમાં રમાડશે ત્યારે ભારત ઉન્નતિના શિખરે પહોંચશે. વિષયના કીટાંધ બનેલા સનાતન ધર્મના સિદ્ધાંતોનું ખૂન કરનારા પામરોને કદિ ખરી ઉન્નતિનું સ્વપ્નું પણ આવ્યું છે? અને આવનાર પણ નથી.

જે સમયે પરદારાને અમે માતા સમજીશું ત્યારેજ આ ભારતવર્ષ ઉન્નતિને શિખરે પહોંચશે; પણ અત્યારે શાન્તિકારક, આપત્તિનાશક, માતૃભાવને ઉડાવી દઇ કેટલાક સુધારક મનુષ્યો વિષયના કીડા બની ભ્રષ્ટ બન્યા છે, અને આવા પોતાના આદર્શથી બીજાઓને પણ દુરાચારી બનાવી રહ્યા છે; પણ સત્ય ધાર્મિક સિદ્ધાંતોને વિચારી પરસ્ત્રી માતાસમાનના આદર્શને અનુસરશે ત્યારેજ તેઓની ખરી ઉન્નતિ થશે.

**પતિપત્નીનો આદર્શ**—જેવી રીતે પુરૂષો માટે પરસ્ત્રી માતાસમાન છે, તેવી જ રીતે **સ્ત્રીઓને પણ પતિથી ભિન્ન પુરૂષો પિતા, ભાઇ, કે પુત્ર સમાન જાણે.** જો સ્ત્રી પોતાનું કલ્યાણ ચાહે તો પાતિવૃત્ય ધર્મનું પાલન કરે. ભારતરત્ન સ્ત્રીઓએ તો કરોડો આપત્તિઓ આવવા છતાં પણ આ આદર્શને છોડયો નથી, અને છેવટે મૃત્યુને ભેટવા તૈયાર થયાના અનેક દાખલા આપણુને મળી આવે છે. પૂર્વકાળમાં ભારતવર્ષમાં પતિપત્નીનો આદર્શ કેવો પળાતો હતો તે વિષે એક દષ્ટાંત રજુ કરૂં છું.

જે સમયે પ્રભુ રામચંદ્રજી વનવાસ જવા લાગ્યા, અને તે વાત સીતાજીએ સાંભળી ત્યારે ભગવતી સીતાએ શ્રી રામચંદ્રજીને પ્રાર્થના કરી કે હું પણ આપની સેવા કરવા માટે વનમાં સાથે આવીશ. જ્યારે શ્રીરામચંદ્રજીએ સીતાને અનેક પ્રકારે સમજાવી ના કહી ત્યારે જગજ્જનની જાનકીજીએ કહ્યું કે—

**अग्रतस्ते गमिष्यामि चिन्वन्ति कुशकण्टकान् ।**

હે ભગવાન ! હું દર્ભ અને કાંટાઓ વીણતી આપના આગળ ચાલીશ. જેથી આપને કષ્ટ ન થાય. પ્રભુ શ્રીરામચંદ્રજીએ ઘણું ઘણું સમજાવવા છતાં પણ જગજ્જનની જાનકીજી પતિસેવાથી કોઈ પણ પ્રકારે વંચિત ન રહી શક્યાં, અને વલ્કલ ધારણ કરી, રાજ્યના વૈભવ સુખને પરહરી, ઘોર જંગલમાં પ્રયાણ કર્યું. આ છે સનાતન

ધર્મ પાળનારી પતિવ્રતા નારીઓનો આદર્શ. જ્યારે અમારી ભારતીય માતાઓ આ સીતા અને સાવિત્રી, અનસૂયા તેમજ દેવહૂતીના આદર્શો પાળશે ત્યારેજ ભારતની ઉન્નતિ દૃષ્ટિગોચર થશે.

**સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેક**—સ્પૃશ્યાસ્પૃશ્યતા કિંવા આચાર ધર્મના પરિપાલનથીજ શરીર શુદ્ધિ તથા હૃદયશુદ્ધિ થઇ શકે છે, અને હૃદયશુદ્ધિ થાય ત્યારેજ આત્મજ્ઞાન–પ્રભુદર્શન–મોક્ષ થઇ શકે છે; માટે હિંદુ ધર્મને માનનારા તથા પોતાનું શ્રેય ચાહનારાઓએ સ્પૃસ્યાપૃસ્ય કિંવા આચારધર્મ બરાબર પાળવો જ જોઇએ. પ્રજાપતિ મનુમહારાજ આચારને જ પરમ ધર્મ કહે છે. તેઓ આજ્ઞા કરે છે કે શ્રુતિ–વેદમાં તથા સ્મૃતિ ધર્મશાસ્ત્રમાં કહેલો આચાર એજ પરમ ધર્મ છે. ભારતવાસી કે જેને પોતાના આત્માનું હિત કરવાની ઇચ્છા હોય તો તેણે સદાચાર પાળવા માટે તત્પર રહેવું જોઇએ. કેટલાક ભારત-ઉન્નતિ ચાહકોનું કહેવું એ છે કે હિંદુ ધર્મશાસ્ત્રોમાં અસ્પૃસ્યતા છેજ નહિ પણ તેઓ ધર્મશાસ્ત્રોથી અજ્ઞાત હોવાથી તેઓને ભાન નથી પણ સઘળા હિંદૂ ધર્મશાસ્ત્રોમાં અસ્પૃશ્યતા વર્ણવેલી છે, અને તે ભારતવાસીને કલંક નથી પણ હિંદૂધર્મનું ભૂષણ છે.

અસ્પૃશ્ય જાતિનો સ્પર્શ થવાથી–**सचैलं स्नानमाचरेत्।** પહેરેલાં વસ્ત્રોસહિત સ્નાન કરવું જોઇએ, એવી શાસ્ત્રની આજ્ઞા છે. હાલમાં પાશ્ચિમાત્ય શિક્ષણવાળા સાક્ષરોમાં ત્રણ પ્રકારનાં મનુષ્યો છે. એક પક્ષવાળા એમ કહે છે કે–અમે વેદશાસ્ત્રને માનીએ છીએ, પણ વેદોમાં અસ્પૃશ્યોનાં નામ આવતાં નથી, તેથી બીજું બધું અમે માનીએ પણ અસ્પૃશ્યતાનો જન્મ અમે માનતા નથી. બીજા પ્રકારના મનુષ્યો એમ કહે છે કે–વેદો તથા શાસ્ત્રોમાં અસ્પૃશ્યોનાં નામ અને જાતિ છે, પણ સમય પ્રમાણે કામ કરવું જોઇએ. હાલના અસ્પૃશ્ય ગણાતા લોકો ભણેલા અને કોઇક ઇશ્વરના ભક્ત હોય છે માટે એવાને અસ્પૃશ્ય નહિ માનવા જોઇએ. ત્રીજા પ્રકારના લોકો એમ

કહે છે કે વેદશાસ્ત્રોને ઉંચાં મુકીને મનમાં આવે તેમ સ્વચ્છંદપણે-વર્તવું એવા આ ત્રણે પ્રકારના લોકો કુતર્કો કરે છે.

જેઓ વેદમાં કે શાસ્ત્રોમાં અસ્પૃસ્યતા બતાવવા કહે છે તેમને અસ્પૃસ્યતાની ઉત્પત્તિ વેદોમાં છે એમ બતાવવું જોઇએ.

યજુર્વેદના ૩૦ મા અધ્યાયમાં અનેક જાતિઓનાં નામ અને વર્ણન છે.

( યજુર્વેદ અ. ૧૬ મં. ૨૭, અ. ૩૦, મં. ૫, ૬, ૭, ૧૧ ૧૬, ૨૧, મનુ અ. ૧૦ શ્લો. ૮, ૯, ૧૨, ૧૯, ૩૬, ).

ઉપરોક્ત મંત્રો તથા શ્લોકો તપાસવાથી જણાશે કે વેદોમાં નિષાદ, ચાંડાલ (ભંગી), નટ, ચમાર, શ્વપચ, ઇત્યાદિ જાતિઓની ઉત્પત્તિ કહેલી છે. હવે કોણ સમજુ મનુષ્ય કહી શકશે કે વેદોમાં ચાંડાલાદિ અસ્પૃશ્ય તથા અન્ય જાતિઓના નામનો નિર્દેશ નથી. વેદોમાં ચાંડાલ, અન્ત્યજ જાતિનો ઉલ્લેખ ઉપરોક્ત રીતે સ્પષ્ટ મળે છે. અન્ત્યજ જાતિમાં કયો જીવ ઉત્પન્ન થાય છે, આ વિષયમાં પણ મનુ ભગવાન લખે છે કે "મનથી કરાએલ અનેક દુષ્ટ કર્મોથી ચાંડાલાદિ અન્ત્યજ જાતિમાં જન્મ થાય છે."

ધર્મશાસ્ત્રોમાં અસ્પૃસ્ય તરીકે ચાંડાલ, અન્ત્યજ, શ્વપચાદિ નામોથી સૂચન કરેલ છે. ગીતામાં પણ શ્વપચને પાપ યોનિજન્ય કહેલ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, જે ઉપરોક્ત વેદ, શાસ્ત્ર, ગીતા વગેરેમાં સ્પષ્ટ, અસ્પૃસ્યોનું વર્ણન છે. આ અસ્પૃસ્યોના પરમાણુઓમાં મહાન દોષ છે; આ વાત ઋષિઓએ વિજ્ઞાન દષ્ટિથી જાણી; અને દ્વિજવર્ણોને તેનો સ્પર્શ કરવાનો નિષેધ કર્યો; મલિન સ્પર્શજન્ય પરમાણુઓની અસર સમય જતાં થયા વગર રહેતી નથી.

બીજા પ્રકારનાં મનુષ્યો કે જેઓ વેદશાસ્ત્રને માનવા તૈયાર છે પણ વેદશાસ્ત્રમાં જે અસ્પૃસ્યોના નામનું વર્ણન છે તેવા અસ્પૃસ્ય હવે રહ્યા નથી. જે ચાંડાલોનું વર્ણન ઇતિહાસમાં ઓપે છે કે કાળાકાળા

વાળવાળા, વિકાળ, અનેક દુર્ગુણવાળા હોય છે. અત્યારના અન્ત્યજ, ચાંડાલ બી. એ. પાસ ઉપલક શાસ્ત્રને જાણવાવાળા, દ્વિજ જાતિના જેવા જ છે, તેથી હવે તેઓ અસ્પૃશ્ય નથી; માટે તે જાતિ અસ્પૃશ્ય તરીકે ગણાવી જોઇએ નહિ.

આ લોકો બીજી રીતે લોર્ડ મેકોલેના ભક્ત છે. આ મહાશયો વેદશાસ્ત્ર ઇતિહાસને પણ માને છે, પણ પોતાની બુદ્ધિને અગ્રગણ્ય બતાવીને નાસ્તિકોને પણ ખુશ રાખવા માગે છે; અર્થાત્ સનાતન ધર્મી થઇને દુનીયાને ધોખો આપે છે. હવે એ લોકોને અમારો એ પ્રશ્ન છે કે શું પહેલાં વેદશાસ્ત્રોમાં ચાંડાલોની ઉત્પત્તિ કર્મથી છે એમ કહ્યું, તે ચાંડાલની બધી જાતિ નષ્ટ થઈ ગઈ કે શું? જો કહે હા, તો તેનું પ્રમાણ શું? જો કહે કે તેનું લક્ષણ હવે નથી મળતું તો હું કહું છું કે વેદશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્ર ચારે વર્ણના પરાક્રમ, ગુણ, ઐશ્વર્ય. અત્યારના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્રમાં જોવામાં આવતું નથી. તો શું, એ લોકો કહી શકશે કે ચાતુવર્ણ હવે ભારતવર્ષમાં રહી નથી; તો આપણે છીએ કોણ! ઇસાઈ કે મુસલમાન! શું કહેવાઇએ? જો એમ કહેશો કે હિંદુ, તો હિંદુનું લક્ષણ પણ હવે દેખાતું નથી. જેવા હિંદુ પહેલાં હતા તેવા અત્યારે ક્યાં છે? મેરૂતંત્ર પ્રકાશક ૧૨ માં તથા શબ્દકલ્પદ્રુમમાં કહ્યું છે કે "હિંદુ લોક હિંસાને દૂષિત કહે છે તેથી તે જાતીનું નામ હિંદુ છે.

રામકોશમાં લખ્યું છે કે–દુષ્ટ મનુષ્યોને દંડ દેવાવાળા, અનાર્યની જાતિને દૂષિત સમજવાળા, શ્રેષ્ઠ ધર્મનું પાલન કરવાવાળા, શ્રૌતસ્માર્ત ધર્મના માનવાવાળા વિદ્વાનપુરૂષો હિંદુ કહેવાય છે.

ઉપરોક્ત લક્ષણો જેમનામાં ન જણાય તે હિંદુ પણ કહેવડાવવાને યોગ્ય નથી! આજકાલ ગોવધ કરનાર, ઇંડા, શરાબનો છુટથી ઉપયોગ કરનાર હોટલ બોટલબાજ મનુષ્યો મોટા ભાગે ભારતવર્ષમાં

નજરે પડે છે; તો પૂર્વ લક્ષણોદ્વારા આપણું કામ ચલાવવા માગો તો, તમે પણ હિંદુ કહેવડાવવાને લાયક રહેશો નહિ. જાતિ અને તેના કર્મો જન્મથી જ નિશ્ચય થાય છે.

चातुर्वर्ण्यं मया सृष्टं–गुण कर्म विभागशः ॥ ગીતા.

માટે જ તેને મરણ પર્યંત પાળવાની આવશ્યકતા છે, અને તે પાળવામાં જ ઉન્નતિ છે.

આ વિષે મહાભારતમાં એક રહસ્યમય દૃષ્ટાંત છે.

મહાભારતના સમયમાં એક વેદ વેદાંગ સંપન્ન, સર્વ વિદ્યાનો જ્ઞાતા મતંગ નામનો બ્રાહ્મણ હતો. તે પૂર્વ જન્મના ઉત્તમ સંસ્કારથી સર્વ પ્રાણીની બોલી સમજી શકતો હતો. એક સમયે મતંગના પિતાશ્રીએ તેને યજ્ઞના કાર્ય સારૂ પ્રયાણ કરવાની આજ્ઞા કરી. તે આજ્ઞાંકિત પિતૃભક્ત મતંગે, માતા પુત્ર યુક્ત ગર્દભથી જોડાયેલ રથમાં બેસીને પ્રયાણ શરૂ કર્યું. સમયાભાવે તથા નિર્ણિત સ્થાને જલદી ચહોંચવા સારૂ ગર્દભને મારવા લાગ્યો; અને દૈવવશાત્ ગર્દભના નાક ઉપર સખ્ત વાગવાથી તે રડવા લાગ્યો. આ દશા જોઈને ગધેડાની માતાએ તેને આશ્વાસન આપતાં કહ્યું કે "હે પુત્ર તું શોક કરીશ નહિ, આ તને મારવા વાળો રથમાં બેઠેલો ચાંડાલ છે." બ્રાહ્મણમાં તો દયા હોય, પણ ચાંડાલની પાપયોનિ હોવાથી પોતાની નિર્દયતાનો સ્વભાવ છૂપાવી શકતો નથી. જેમ પૂર્વ જન્મના કોઈ નીચ કર્મથી હું ગધેડી થઈ પણ મારા કોઈ ઉત્તમ ધર્માનુષ્ઠાનથી મને સમસ્ત જ્ઞાન છે. ઉપરોક્ત ગર્દભ માતા પુત્રની વાર્તા સાંભળીને તે મતંગે ગધેડીને પૂછ્યું કે મારૂં બ્રાહ્મણપણું કેમ નષ્ટ થયું ?

હું તો વેદ વેદાંગ તથા અનેક વિદ્યા જાણવાવાળો છું. મારામાં ચાંડાલત્વ ક્યાંથી આવ્યું તે તું સાફ સાફ કહી બતાવ. ગધેડીએ કહ્યું કે તમારી કામાતુર માતાએ એક હજામથી ગર્ભ ધારણ કર્યો, તે તમે છો; અને આવી રીતે ઉત્પન્ન થવાથી તમે ચાંડાલ છો. મતંગે

આ સર્વ વૃતાંત તેના પિતાશ્રીને કહ્યું અને ત્યાંથી બ્રાહ્મણુત્વ પ્રાપ્ત કરવા માટે મતંગ તપ કરવા ચાલ્યો ગયો. મતંગના મહાન તપના પરિણામે ઇન્દ્ર પ્રસન્ન થયા અને વરદાન માગવાનું કહ્યું. મતંગે ઇષ્ટ પ્રાપ્તિનો સમય આવ્યો છે તેમ સમજી "હું બ્રાહ્મણુત્વ પ્રાપ્ત કરવા ઇચ્છું છું." આવી માગણી કરી. ઇંદ્રે જવાબ આપ્યો કે મતંગ હું તારા ઉપર પ્રસન્ન છું પણ આ વરદાન આપી શકું તેમ નથી.

કારણ કે દેવ, અસુર તથા મનુષ્યોમાં બ્રાહ્મણુત્વ પરમ પવિત્ર છે. તે બ્રાહ્મણુપણાને ચાંડાલ સંસર્ગથી પેદા થયેલા કદિ પ્રાપ્ત કરી શકતા નથી. આથી મતંગે નિરાશ થઈ, પાછા વનમાં જઈ તપશ્ચર્યા કરી ઇન્દ્રને પ્રસન્ન કર્યા અને ફરીથી તે જ વરદાન માગ્યું. ઇંદ્રે તેને બહુ સમજાવ્યો અને કહ્યું કે "આવા બ્રાહ્મણુત્વની ઇચ્છાથી તું ઉપરામ પામ, નહિ તો તું નષ્ટ થઇશ." અશુદ્ધ શરીરવાળાને જે પ્રાપ્ત ન થઇ શકે એવા બ્રાહ્મણુપણાના વરદાનને છોડી, તું બીજું વરદાન માગ, તું કોઇ પ્રકારે બ્રાહ્મણુત્વ પ્રાપ્ત કરી શકીશ નહિ.

આ ઇતિહાસ ઉપરથી પાઠક ગણ સમજી લેશે કે પહેલાના સમયમાં પણ સારા ભણેલા ગણેલા મનુષ્યો ચાંડાલ સંસર્ગથી પેદા થઇ, શુદ્ધ-દ્વિજોની પેઠે પોતાના હક બનાવવા ચાહતા હતા. પણ તેમ થયું ન હતું. તો હવે આ અલ્પજ્ઞાની ચારેક અક્ષરના ભાષા જ્ઞાનવાળા ગણાતા વિદ્વાન અસ્પૃશ્યોને મૂર્તિપૂજા તથા મંદિર પ્રવેશ વગેરે અન્ય કાર્યમાં અધિકાર કેવી રીતે થઈ શકે.

જે વેદશાસ્ત્રના સિદ્ધાંતાનુસાર દેવ મંદિરો બનાવવામાં આવે છે, પ્રાણ પ્રતિષ્ઠા કરાય છે, તેને સારૂ વેદ શાસ્ત્રોએ બધાને માટે ક્રમશઃ અધિકાર આપેલો છે. તે અધિકાર પ્રમાણે પ્રાપ્ત નિયમો દ્વારા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શુદ્ર, અન્ત્યજ સર્વેને દેવદર્શન જેટલું પુરેપુરૂં ફળ મળે છે. ત્યારે ફળના જ અભિલાષીએ અધિકાર ક્રમથી વિરૂદ્ધ વર્તન

રાખી નાહક અધિકારની પીડામાં પડવાની શી જરૂર છે? છતાં જેને દેવ પૂજન કરવાની ઈચ્છા કે ધગશ હોય તેણે પોતપોતાના ઘરમાં કે સ્થાનોમાં પૂજન કરવાનો અધિકાર પ્રાપ્ત જ છે; ઈચ્છા હોય તે તેમ કરી શકે છે.

કટલાક આધુનિક પાશ્ચાત્ય શિક્ષાના બુદ્ધિમંતોનું કહેવું એ છે કે— અમે વેદ શાસ્ત્રાદિને માનતા નથી, એ તો બ્રાહ્મણનાં પેટ ભરવાનાં પોથાં છે; અમે તો વિજ્ઞાનવાદ જાણનાર હોઈ અમારૂં કહેવું એ છે કે જ્યારે જન્મથી જાતિ માનીએ તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર આ ચારેવર્ણ હિંદુ છે અને સ્પૃશ્ય છે, તો અસ્પૃશ્યતાની ઉત્પત્તિ રહી ક્યાં? આવા વિજ્ઞાન વાદિઓને શાસ્ત્રોનું કહેવું એ છે કે. ચારે વર્ણોનાં લગ્ન પોતપોતાના વર્ણમાં થવાથી પોતપોતાના વર્ણવાળાં સંતાન થાય. કે જેમના લોહીનાં પરમાણું શુદ્ધ હોય. છતાં જો બ્રાહ્મણીમાં શૂદ્ર પુરૂષથી પ્રતિલોમ સંકર સંતાન ઉત્પન્ન થાય તો તેનાં રૂધીરનાં પરમાણું હાનિકારક થઈ જાય છે. જેમ ઘી તથા પાણી એ બેઉ અમૃત છે; પણ જે સમયે ઘી તથા પાણીને ૧૦૦ વાર મથી નાંખીએ તો તે ઘી તથા જળના અસવર્ણ સંયોગથી વિષ પેદા થાય છે; જેમ ગોળ અને મહુડાંને અલગ અલગ ખાવાથી નુકસાન થતું નથી. પરંતુ જો તે બન્નેને ભેગાં કરી એક સાથે રાખી મુકવાથી તેનું સંયોગ જન્ય પરિણામ નિશાકારક બને છે; અને પછી તે લેનારને તાજ વગરનો બાદશાહ બનાવે છે. વળી જેમ કોઇ તળાવમાં જુનું પાણી ભર્યું હોય અને વરસાદ પડવાથી ત્યાં નવું પાણી આવે તો બન્ને પાણી ભેમાં થવાથી તે પાણીમાં વિષમ પરમાણું પેદા થાય છે; અને પરિણામે માછલીઓ મરવા માંડે છે, તેવી જ રીતે મનુષ્યોનાં પ્રતિલોમ વર્ણ સંકરતાનાં પરમાણુંઓ હાનિકારક બની જાય છે. જેઓની સાથેના ખાનપાનથી તથા સ્પર્શથી ઉચ્ચ પરમાણુંને હાનિ પહોંચે છે એવા વિજ્ઞાનથી મહર્ષિઓએ સ્પૃશ્યા સ્પૃશ્યના વિચાર પ્રબળ રાખ્યા છે. જેમ ઉપરોક્ત વિજ્ઞાનથી જણાય છે કે અનેક સ્પૃશ્ય પદાર્થોનાં પરમાણુંઓ

સંસર્ગ દોષથી અસ્પૃશ્ય થઈ જાય છે; તેવીજ રીતે ચારે વર્ણો સ્પૃશ્ય હોવા છતાં પણ પરમાણું દોષથી તેનાં સંતાનો અસ્પૃશ્ય થાય છે.

કેટલાક મનુષ્યોનું કહેવું એ છે કે મનુષ્ય માત્રનાં હાડ, માંસ, લોહી, ચામડીથી એકતારૂપ દેખાય છે છતાં પરમાણું ભેદ કેમ થાય છે?

આવા બુદ્ધિમંત પ્રત્યક્ષવાદિઓને ખબર નથી કે સંસારમાં સર્વ યથાર્થ જ્ઞાન પ્રત્યક્ષવાદથી નક્કી થતું નથી. જેમ હલદર અને લીંબુ મળવાથી બન્ને પદાર્થના મૂળ રંગથી જુદી જાતનો લાલ રંગ તૈયાર થાય છે; તે પ્રકારે અસવર્ણ સંયોગથી એક જાતી બીજી જાતિનાં પરમાણુરૂપ થઇ જાય છે. જેમ દારૂ, માંસ વગેરે રાતાં દેખાવાથી એકરૂપ જણાય તો પણ પરમાણુ ભેદથી જુદાં છે. જેમ ગાય, ભેંસ, બકરી, ગધેડી, હાથણુ વગેરેનાં દૂધ દેખાવમાં એક સરખાં છે છતાં જ્યારે તે દૂધને પી જોશો અગર કોઈ યંત્રથી પરીક્ષા કરશો ત્યારેજ તમને જણાશે કે કયા પ્યાલામાં કોનું દૂધ છે; કારણ કે દૂધનાં પરમાણું જુદાં જુદાં છે. ગાયના દૂધનાં પરમાણુંઓ ચંચળ બુદ્ધિવાળાં છે; તેથી ગાયના વાછરડાંને પકડવા જતાં હાથમાં આવતાં નથી એમ સમજાય છે. ભેંસના દૂધનાં પરમાણુંઓ ગંભીર જાડી બુદ્ધિવાળાં છે. આના પ્રમાણુ ભેંસની પાડીને મારશો તો પણ ભાગશે નહિ. બકરીનાં દૂધનાં પરમાણું બીકણુ છે. અને તે બકરીના બચ્ચાંને પકડવા જતાં તે ભયથી બેં બેં કરીને ચટપટશે. આ રીતે સ્પષ્ટ થશે કે પ્રત્યક્ષ જોતાં બધે દૂધ એક સરખું લાગે પણ તેનાં ગુણુ જન્ય પરમાણુંમાં ભેદ છે. તેવી જ રીતે બધાનાં હાડ, માંસ, લોહી એકરૂપ છે, તો પણ પરમાણુંનો ગુણુ ભેદ છે; અને તેથી જ ઋષિઓએ દરેક જાતિના વિભાગ કર્યા છે.

અનુલોમ પ્રતિલોમ સંકર જાતિના, બ્રાહ્મણુ, ક્ષત્રિય આદિના પણ ભેદ કર્યા છે. હાલમાં જર્મની અને અમેરિકામાં એવું યંત્ર શોધવામાં આવ્યું છે કે જેના ઉપર લોહીનું ટીપું રાખવાથી તે લોહી

કઇ જાતિનું છે કે કયા વર્ગનું છે તે જણાઇ આવે છે. આથી સિદ્ધ થયું છે કે **સનાતની વર્ણવ્યવસ્થા તથા અસ્પૃશ્ય જાતિ વગેરે જાતિઓનું રહસ્ય વિજ્ઞાનમય પરમાણુવાદથી રજબીજના ભેદથી પ્રતિપાદન કરેલ છે,** જોવામાં જોકે એકરૂપ દેખાય તો પણ તેમાં પરમાણુ જન્ય રૂધીરના અનેક ગુપ્ત ભેદ છે. કે જે વૈજ્ઞાનિક મહર્ષિ લોક સારી રીતે જાણતા હતા. આજ પણ સંસારમાં વર્ણસંકર જાતિ માતૃ તથા પિતૃ પક્ષથી જુદી જ બને છે, જેમ ઘોડી અને ગધેડાના સંયોગથી ઉત્પન્ન થયેલું સંતાન ખચ્ચર બની જુદીજ જાતિ બને છે. અને ખચ્ચરનાં પરમાણું એવી જાતનાં બને છે કે ન રહે ઘોડાની જાતમાં કે નરહે ગધેડાની જાતિમાં પરંતુ એક નવિન વર્ણસંકર જાતિ-ખચ્ચર ઉત્પન્ન થાય છે. એવી વર્ણસંકર ખચ્ચરોની ઓલાદ પણ વધતી નથી એ પ્રત્યક્ષ પ્રમાણ છે. આ રીતે વર્ણસંકર સંતાનનાં પરમાણું હાનિકારક છે. મહર્ષિઓએ વિજ્ઞાનથી આ વાત જાણી લીધી હતી, તેથીજ વર્ણસંકરતા આર્યદેશની જાતિમાં ન ફેલાય એવા નિયમો બનાવવામાં આવ્યા હતા. હાલ પણ અમેરિકામાં ડો. એસ નામના એક અંગ્રેજે પણ લખ્યું છે કે "**ભારતમાં જે વર્ણવ્યવસ્થાનો નિયમ રાખ્યો છે, તે સર્વોત્તમ છે.**" તાત્પર્ય એ છે કે જોવામાં સરખું લાગતું હોય તોપણ રજવીર્યમાં પરમાણું ભેદ હોવાથીજ જાતિ ભેદ થાય છે. ચાંડાલ અને બ્રાહ્મણ જોવામાં સરખા લાગે છે તોપણ તેમનાં રૂધિર જન્ય પરમાણુઓમાં ભેદ છે.

કેટલાક કુતર્કવાદિઓ દલિલ કરે છે કે —અસ્પૃશ્યોને અડવાથી તરત તો કાંઇ થતું નથી. ડાઘ પડતો નથી, બુદ્ધિ ભ્રષ્ટ થતી નથી, તેમજ વિદ્યા ભુલાતી નથી; તો અસ્પૃશ્યો ને અડવાથી કંઈ નુકશાન દેખાતું નથી. ઉપરોક્ત દલિલ રહસ્ય સમજ્યા વગરની હોઈ તેઓને ભાન નથી કે જોવામાં ભલે કંઇ ન આવે કે સ્પર્શ કરવાથી અસ્પૃશ્યના પરમાણું તમારા શરીરમાં કેવી રીતે પ્રવેશ કરતાં હશે. આ

વિજ્ઞાન સિદ્ધ વિષય છે. એક મનુષ્ય ક્ષયનો રોગી હોય અને તેની સાથે સર્વ રીતે વ્યવહાર કરશો તો શું ક્ષયના પરમાણું આક્રમણ નહિ કરે ? થોડા રોજ તો કંઇ ન જણાય પરંતુ ક્ષયના પરમાણુઓ ધીરે ધીરે તમારા ઉપર સ્વાર થઇ જશે અને જ્યારે વૈદરાજ ક્ષય રોગ સ્પષ્ટ બતાવશે. ત્યારેજ માલુમ પડશે કે ક્ષયરોગી પાસે રહેવાથીજ આ દશા થઈ. સ્પર્શ જન્ય પરમાણુનો ચેપ બીજાઓને પણ લાગે છે તેમજ રોગીનાં શ્વાસોશ્વાસનાં મલિન પરમાણુંઓની અસર પણ થાય છે.

હવે વિવેક પૂર્વક જોઇએ તો સાફ જણાશે કે અસ્પૃસ્યોને અડવાથી તેનાં પરમાણું બીજા ઉપર પોતાની મેળે પ્રભાવ પાડે છે, જેમકે કોઇ જાતના સુવર્ણને તમારી સામે રાખો પણ તેમાં નહિ ખબર પડે કે-કયું સોનુ કેટલા વલુ છે, પણ જ્યારે કસોટી પર ઘસતાં તેનાં પરમાણું જોવાથી સોની કહેશે કે આ સોનુ આ જાતનું છે. આવી રીતે અસ્પૃશ્ય જાતિઓને અડવાથી તરતજ **કાળા લીલા, તથા બુદ્ધિ ભ્રષ્ટની** પ્રતીતિ નહિ થાય; પણ સમય જતાં, અસ્પૃશ્યતાનાં પરમાણુંઓની અસર અવશ્ય કરશે તેમાં સંદેહ નથી. એક સાધારણ કહેવત છે કે કાળીઆની જોડે ધોળીઆને બાંધવાથી વાન (રૂપ) નહિ બદલાય પણ શાન (બુદ્ધિ વગેરે ગુણો) બદલાશે. આ વિષયને બુદ્ધિમાન વિદ્વાન-વૈજ્ઞાનિકજ જાણી શકે પણ કોટ, પાટલુન ધારી-હોટલમાં જમનારા શરાબ, માંસ, ઇંડાં ઇત્યાદિ ખાવાવાળા તામસી ગુણવાળા કદી સમજી શકેજ નહિ. સ્પૃશ્યા સ્પૃશ્યતા મનુષ્યોમાંજ ફક્ત અસર કરે છે તેમ નથી. વૃક્ષોમાં પણ તેની અસર દેખાય છે. લજામણી ઉર્ફે રિસામણી હિંદીમાં છુઇ-મુઇ નામે એક વનસ્પતિ છે કે જેને કોઇ અડે કે તરતજ કરમાઇ જાય છે. રજસ્વલા સ્ત્રી કદુક ( એક જાતનું ફળ ) ને અડકે તો તે ફળ નાશ પામે છે. કોઈ ફૂલને અડે તો તે ચીમળાઈ જાય છે. તેવાં અનેક પ્રમાણો વૃક્ષાદિમાં પણ મળી શકે છે.

કેટલાક અર્ધદગ્ધ, શાસ્ત્ર તથા સદાચારથી અજ્ઞાત, ભારતવાસીઓ માને છે કે, અસ્પૃશ્ય જો ઇસાઈ અથવા મુસલમાન થાય તો તેને અડકી શકાય છે. આ ઉપરોક્ત માન્યતા તો તદ્દન બેહુદ ભૂલ ભરેલી છે. ઉચ્ચ સંસ્કારી ધર્મજ્ઞ જનતાનાં ઘરમાં તો સ્પર્શ્યાસ્પૃશ્યના વિજ્ઞાન સંબંધી જ્ઞાન પહેલેથી જ અપાયેલુ છે, કે બહારથી આવ્યા પછી મ્લેચ્છાદિનો સંસર્ગ થયો હોય તેથી બહારના વસ્ત્રો ઉતારી સ્નાનાદિ કરી ભોજન કરવું; કે જેથી બહારનાં અસ્પૃસ્ય પરમાણુઓનાં દોષ નાશ પામે. આ વાત આસ્તિક હિંદુઓમાં પણ હાલ જોવામાં આવે છે. પછી માન્યતા ક્યાં રહી કે–અસ્પૃશ્યો ઇસાઇ અથવા મુસલમાન બને એટલે તેઓનો સ્પર્શ થાય. ઇસાઈ અને મુસલમાનોની સાથે તો આજકાલના ધર્મકર્મ ભ્રષ્ટ હિંદુ નામધારીઓ દેશોદ્ધારક, અગ્રગણ્યો ગણાઈ પરસ્પરમાં ખાય પીએ છે, તેથી પોતાની પેઠે સમસ્ત હિંદુઓને કુતર્કથી ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. કેટલાક પાશ્ચાત્ય અનુકરણીય બુદ્ધિમંતોનું મંતવ્ય એ છે કે ભગવાનપતિત પાવન છે, તો અસ્પૃશ્યોને પાવન કરી સ્પૃશ્ય કેમ બનાવતા નથી ?

ભગવાન પતિતપાવન છે, એમાં જરા પણ સંદેહ નથી, પણ પતીત કેટલા પ્રકારના છે, અને પાવન કેવી રીતે કરે છે તે વિષય વિચારણીય છે. કોઈ કર્મથી પતીત છે, કોઇ ગોહત્યાદિ પાપોથી, કોઈ મિથ્યા ભાષણથી તેમજ કોઈ જન્મથી પતીત હોય છે. ભગવાને કર્મ–પતિતોને શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત દ્વારા પાવન કરવાને તથા મનુષ્યોને પોતપોતાની જાતિના ધર્મને પાળીને ભગવત્ નામ સ્મરણ કરતાં જીવન ગાળતાં અંતમાં જન્મ–પતીતને પણ ઉચ્ચ ગતિ આપવાની યોજના કરેલી છે. ભગવાન સર્વને ભગવત્ ભજનથી ઉચ્ચગતિ આપે છે તે સત્ય છે. પણ પતીત પાવન હોવાથી ભગવાન ફક્ત નામસ્મરણથીજ કેવળ બધાને પવિત્ર કરતા રહે તો પાપી જીવો

વિષયાંધ બની એટલો બધો અનર્થ કરે કે પૃથ્વી ભાર સહન કરી શકે નહિ અને ભગવદાજ્ઞાનુસાર વૈદિક પ્રાયશ્ચિત કર્મો બધાં લોપાઈ જાય. જીવોને પોતાના પૂર્વ જન્મ કૃત પાપોનાં ફળરૂપે અનેક દુઃખો પ્રાપ્ત થાય છે, તે દુઃખોને ભગવાન નામ સ્મરણથી તથા ભગવદાજ્ઞાના પાલનથી તેને તે દુઃખમાંથી બચાવી પોતાના અક્ષયધામમાં લઈ જાય છે. માટે ભગવાનનું નામ પતિતપાવન પાડેલું છે; નહિ કે અહર્નિશ પાપી સ્વાર્થસાધુ વિષયાંધોને ફક્ત ભગવાનનું નામ લેવાથી જ પવિત્ર કરી નાંખવા. જાણીબુજીને ધર્મભ્રષ્ટ તથા શાસ્ત્રાજ્ઞાઓનાં ઉલ્લંઘન કરનાર માટે તો પ્રાયશ્ચિત કરે તથા યમયાતના ભોગવે ત્યારે જ છૂટકો છે.

ઉપરોક્ત વાચનથી સુજ્ઞ વાચકો સમજી શકયા હશે કે ભારતની ઉન્નતિ સનાતન ધર્મ સિદ્ધાંતાનુસાર વર્તવામાં જ છે.

જ્યારે ભારતમાં વર્ણાશ્રમ ધર્મ યથાસ્થિત પળાતો હતો, આર્ય સંસ્કૃતિનું રક્ષણ થતું હતું, સનાતન ધર્મના પ્રાચીન આદર્શો પળાતા હતા, દ્રોણ જેવા સમર્થ ધર્મનિષ્ટ બ્રાહ્મણો ગુરૂ તરીકે પૂજાતા હતા, ભીષ્મ પિતામહ જેવા સમર્થ ક્ષત્રિય હતા કે જેણે સ્વધર્મના સામર્થ્યથી કાળને પણ અટકાવ્યો હતો! ભામાશા જેવા ઉદાર વૈશ્યો પણ હતા કે જેણે સ્વધનને ઉદારતા પૂર્વક ભારતની સેવામાં સોંપ્યું હતું! અને જેણે રાજા પૌંડ્રકનો ગરૂડ બનાવ્યો હતો કે જે આકાશમાં શ્રી કૃષ્ણના ગરૂડની માફક ઉડતો હતો, તથા અગ્ન્યાસ્ત્ર, પર્જન્યાસ્ત્ર વગેરે રચનાર શિલ્પકળામાં નિપૂણ એવા કારીગર શુદ્રો ભારતમાં વસતા હતા, ત્યારે આ ભારત સુખી અને સમૃદ્ધિશાળી હતો અને ભારતની સર્વ રીતે ઉન્નતિ હતી.

પણ જ્યારથી લોર્ડ મેકોલેની શિક્ષાપ્રનાલિથી શિક્ષિત બનેલી ભારતીય પ્રજા વિદેશીઓની વાનર નકલ કરીને પ્રાચીન આર્યસંસ્કૃતિને ધૂળમાં રોળી રહી છે, ભારતની ઉન્નતિના નામે સ્ત્રીધર્મનો

ધ્વંસ કરીને સતી સીતાના આદર્શનો વિપ્લવ કરી રહી છે, સ્વતંત્રાની સફાઈમાં સ્વચ્છંદતાની સત્યનાશી પ્રવૃત્તિએ ચઢી પતિ–પત્નીના, ગુરૂ–શિષ્યના, અને પિતા–પુત્રના આદર્શોને નષ્ટ ભ્રષ્ટ કરી રહી છે. સ્ત્રીઓની માન મર્યાદાઓ મરણ શૈયાએ પડી છે. ત્યારથી જ ભારત-વર્ષની પાયમાલી થઈ રહી છે.

હાલના કેટલાક પાશ્ચાત્ય શિક્ષા દીક્ષા–દીક્ષિત ભારતીય માતાના સપૂતો ભારતના અગ્રગણ્ય બની મંદિર પ્રવેશ, શારડાબીલ, તલ્લાક બીલ, જેવાં સેંકડો વર્ણસંકરી બીલો ઉપરાઉપરી લાધી, છળબળથી પ્રસાર કરાવી સનાતન ધર્મનો નાશ કરવા તનતોડ મહેનત કરી, ભારતની ઉન્નતિ કરવા ફોગટ પુરૂષાર્થ કરી રહ્યા છે. પણ એ ભાન ભૂલ્યાઓને ખબર નથી કે:—ભારતની ઉન્નતિ એટલે દુઃખ રહિત કલ્યાણકારી આનંદની દશા. આથી ઉન્નતિના અભિલાષીઓએ તો ધર્મધ્વંસક કુટિલઅની છેતરપંડી ન કરતાં શાસ્ત્રાજ્ઞાઓનું પાલન કરી, ઋષિ પ્રણિત ધર્મમર્યાદાનાં પુસ્તકોના અભ્યાસી બની ઉન્નતિના કાર્ય માટે ધૈર્યબળ અને આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ; કે જેથી ઉત્તરોત્તર અભ્યુદય પૂર્વક આનંદ બ્રહ્મ સુધી પહોંચાય; એજ સત્ય ભારતની ઉન્નતિ છે. સનાતનીઓનું ધર્મસ્વરાજ્ય છેવટમાં બ્રહ્માનંદને પામ કરાવનાર હોવાથી વિશેષ શ્રદ્ધેય છે, સનાતનીઓ રાજકીય ચળવળના વિરોધી નથી પણ જે બાબતો વૈદિક સિદ્ધાંતોનો વિરોધ કરે છે તેનોજ અમે વિરોધ કરીએ છીએ. અમે તો ભારત વર્ષને અમારી પ્રાચીન સંસ્કૃતિ સહિત સ્વતંત્ર જોવા ચાહીએ છીએ.

અન્તમાં ભારતીય બંધુઓ તેમજ બહેનોને સવિનય નિવેદન છે કે:—**स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि** એ ભગવદાજ્ઞાને માન આપી. શ્રદ્ધાપૂર્વક પોતપોતાના વર્ણાશ્રમધર્મમાં અડગ લાગ્યા રહો; કે જેમાં ભારતની ઉન્નતિ સમાયેલી છે.

આર્યાવર્તના સ્વદેશી રાજા, રાણા, ઠાકોર તથા ધનાઢ્ય સદ્-

ગૃહસ્થોએ પોતાના દેશ, પ્રાંત, ગામ, જ્ઞાતિ અને કુટુંબના સઘળા મનુષ્યોને પોતાના સ્વધર્મ કર્તવ્ય રૂપ જ્ઞાન સારૂ આ પુસ્તકનો અભ્યાસ કરાવવો એ તેમનો આવશ્યક ધર્મ છે.

૧. આ પુસ્તકની શુદ્ધાશુદ્ધિ તપાસવામાં શ્રી. **વિજયશંકર ડાહ્યાશંકર ત્રિપાઠી " સ્વધર્મ ધુરંધર " વિરમગામના** કે જેઓએ અથાગ પરિશ્રમ લીધો છે તે બદલ તેઓશ્રીનો આભાર માનીએ છીએ.

૨. પરમપૂજ્ય **સ્વામિશ્રી–પૂર્ણાનંદ સરસ્વતીજી** કે જેઓમાં ધાર્મિક સિદ્ધાંતોની ધગશ વહન કરી રહી હતી; તેઓશ્રીની પૂર્ણ કૃપા તથા પવિત્ર સંસર્ગથી આ લેખની મૂખ્ય વસ્તુ પ્રાપ્ત થઇ હતી તે બદલ તેઓશ્રીના અમે પૂર્ણ આભારી છીએ.

૩. શ્રી સનાતન ધર્મભૂષણ, સ્વદેશહિતચિંતક, આર્યસંસ્કૃતિરક્ષક માન્યવર **શ્રીમાન નારાયણજી પુરૂષોત્તમભાઇ સાંગણીજી (મુંબઇ)**—

કે જેઓ પોતાનું અમૂલ્ય જીવન સનાતન ધર્મસેવામાં અર્પિ રહ્યા છે; અને તેઓના ધર્મપ્રચાર કાર્યમાંથી અમોને કેટલુંક જ્ઞાન મેળવવાનો અમુલ્ય લાભ મળ્યો છે. તે બદલ તેઓશ્રીનો અમે આભાર માનીએ છીએ.

૪. **શ્રીમાન અમૃતલાલ શિવલાલભાઈ પરીખ** (વઢવાણ **સીટી**) કે જેઓ આ કાર્યાલયને અંતઃકરણપૂર્વક સહાય કરી રહ્યા છે તે બદલ તેઓશ્રીનો આ સંસ્થા અંતઃકરણપૂર્વક આભાર માને છે.

૫. અં. સ્વ. સરસ્વતીબેન રણછોડલાલ ગોર ( વિરમગામ ) શ્રી. **લલ્લુભાઇ જીવણરામભાઈ એડવોકેટ (અમદાવાદ)** કે જેઓ આ સંસ્થાના પુસ્તકો ખરીદી પ્રચાર કરી રહ્યા છે તેઓશ્રીનો તથા **સદ્ભાવશાળી** કાર્યાલયના શુભહિતચિંતક શ્રી. **મૂળશંકર નરસિંહરામ શુક્લ તથા રતીલાલ મણીલાલ ઠાકર** (અમદાવાદ) તથા બહોળો

પ્રચાર કરનાર સેવાભાવી અન્ય સ્થાનિક પ્રચારકોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

કૈલાસવાસી શ્રી સનાતનધર્મ વિભૂષણ, સાક્ષરોતમ ભારતભૂષણ, વ્યાખ્યાન માર્ત્તંડ, સદ્ધર્મ ભાસ્કર, શ્રી સનાતનધર્મ કેસરી, શિઘ્ર કવીશ્વર, ધર્મમર્યાદા સંરક્ષક, ભારતિય વીરરત્ન, **શ્રીમાન્ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી** કે જેઓ શ્રુતિ, સ્મૃતિ પ્રતિપાદિત શુદ્ધ સનાતનધર્મના સમર્થ ઉપદેશક, સાચા ક્ષત્રિય વીરરત્ન, વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, અનુભવવૃદ્ધ હોઇ ભારતવર્ષની જનતાને, " મહાકાલ, ધર્મમંગલાદિ " પત્રો, અન્ય પુસ્તકો, લેખો તેમજ વ્યાખ્યાનો દ્વારા જાગૃત કરી રહ્યા હતા; વળી જેઓ આ કાર્યાલયના મુખ્ય સંચાલકના માર્ગઆમી હોવાથી તેમનો સપ્રેમપૂર્વક ખરા અંતઃકરણથી આ કાર્યાલય આભાર માને છે.

શ્રી **ગુજરાત પેપર મીલ્સના** કાર્યકર્તાઓ કે જેઓ આ કાર્યાલયના કાર્યને અનુકૂળતા કરી આપી રહ્યા છે તે બદલ તેઓશ્રીનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ પુસ્તક અલ્પબુદ્ધિ પ્રમાણે સંશોધન કરીને તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્યું છે. તેમાં અજ્ઞાનતા અને દૃષ્ટિ દોષોથી કેટલીક ભૂલો રહી ગઇ હશે. તો તે વિદ્વાનો કૃપા કરી સુધારી લેશે; અને આ કાર્યાલયને જણાવવા તેઓશ્રીને નમ્ર પ્રાર્થના છે; કે જેથી પુનરાવૃત્તિ વખતે યોગ્ય વિચારણા કરવામાં આવશે.

શ્રી જબરેશ્વરાશ્રિત કાર્યાલય
ઘીકાંટા – નવતાડની પોળ
મ હા દે વ વા ળો ખાં ચો
અમદાવાદ

ભવતાં કૃપાકાંક્ષી
**માર્કંડરાય ચુનીલાલ રાવલ**
**શ્રી સનાતન ધર્મભૂષણ**

# પશુ મહાસભાનું સંમેલન

**પાત્રોની સમજ.**

| વક્તાનાં નામ | — | પશુ નામ | વક્તાનાં નામ | — | પશુનામ |
|---|---|---|---|---|---|
| ૧ મૃગેંદ્રકુમાર | = | સિંહ | ૯ બુહલ્લાંગુલ | = | વાનર |
| ૨ ગજેંદ્રરાય | = | હાથી | ૧૦ શંકુકર્ણાચાર્ય | = | શશલો |
| ૩ વક્રાંગજ | = | ઊંટ | ૧૧ ચિત્રશૃંગ | = | હરણ |
| ૪ મહિષેંદ્રદત્ત | = | પાડો | ૧૨ સુગ્રીવરાય | = | ઘોડો |
| ૫ ગવય શર્મા | = | રોઝ | ૧૩ શંખાનન | = | શિયાળ |
| ૬ સૂકરરાય | = | ભુંડ | ૧૪ મિ.લંબકર્ણદાસ | = | ગધેડો |
| ૭ ચિત્રાંગ | = | ચિત્તો | ૧૫ રોમશીંગ | = | ઘેટો કે બકરો |
| ૮ ગ્રામ્યસિંહ | = | કુતરો | ૧૬ પંડિત ધુરંધરેશ | = | બળદ |

—•—

**पाखंडवनदावाग्नि धर्मोपवन वारिदम् ॥**
**प्रणमामि मुदायुक्तः शंकरं लोकशंकरम् ॥ १ ॥**

અર્થ—પાખંડરૂપ વનના બાળનાર દાવાગ્નિ અને ધર્મરૂપ બગીચાને પોષણ આપનાર મેઘરૂપ તેમ લોકોનું કલ્યાણ કરનાર એવા આદિ શંકરાચાર્યને હું હર્ષથી પ્રણામ કરૂં છું.

**आहार निद्रा भय मैथुनं च, सामान्यमेतत्पशुर्भिनराणाम् ।**
**धर्मोहि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः ॥**

પશુઓ અને મનુષ્યોને—ખોરાક, નિદ્રા, ભય, અને સ્ત્રીસમાગમ એ સમાન જ છે. પરંતુ મનુષ્યોમાંજ ધર્મ એક વિશેષ છે, કે જેથી તેઓ પશુઓથી શ્રેષ્ઠ ગણાય છે. ધર્મથી રહિત છે, તે મનુષ્યો પશુ સમાન જ છે.

અમારા સાંભળવામાં આવ્યું હતું કે થોડા સમય પહેલાં ફાલ્ગુન શુકલ પૂર્ણિમાને રોજ સાયંકાલના ૭ વાગતાના સુમારે ચંપકારણ્યના મનોહર વિશાળ સ્થાનમાં આરણ્યક પશુઓની એક ગંજાવર સભા ભરાઈ હતી. તે વખત વસંતઋતુનો આરંભ હોવાથી જંગલની સઘળી વનસ્પતિ નવપલ્લવ વડે સુશોભિત દેખાતી હતી. લત્તાઓ અને વૃક્ષો, પત્રો અને પુષ્પો વડે સુંદર દેખાવાથી દરેક પ્રાણીઓના મનને આનંદ આપી ઉત્સાહિત કરતાં હતાં. તે ઉપર બેઠેલાં પક્ષિઓ અને ભ્રમરો પોતાના મધુર શબ્દો વડે અને રમણીય ગુંજારવ વડે શ્રવણ કરનાર પ્રાણીઓના મનને પરમ શાંતિ આપી–દુ:ખનું નિવારણ કરી સુખ કરતાં હતાં. સાયંકાળ સમીપ હોવાથી, અસ્તાચળ પર જતાં ભવિષ્યમાં થનારા અંધકારનો અને નિદ્રાદેવીની સત્તા પ્રવૃત્ત થવાથી થનાર; પ્રાણીમાત્રના અનર્થનું મૂળ અજ્ઞાનાંધકારનો પ્રસાર થવાનો જાણી, જાણે રોષ અને શોકના આવેશથી વ્યાપ્ત થયા હોય, તેમ રક્ત સ્વરૂપ ધારણ કરી, સૂર્યનારાયણ પોતાના કિરણો દ્વારા પ્રાણી માત્રને અપાતા પ્રકાશ–જ્ઞાનને સંકુચિત કરી લેતા હોય તેમ; પોતાના પ્રકાશને મંદ કરી, અસ્તાચળ પર જવા તૈયાર થયા હતા. અરણ્યવાસી તમામ પશુઓ પોતાનું સ્વાભાવિક પ્રાપ્ત થયેલ ખાન પાનનું કામ પરવારી આજના સમગ્ર પશુઓના ભવ્ય મેળાવડાને જોવા માટે પોતાના સ્વાભાવિક પરસ્પરના જાતિ વૈરનો ત્યાગ કરી સ્ત્રી જાતિ અને પુરૂષ જાતિનાં ટોળેટાળાં આવીને પૃથ્વી ઉપર કાળ સ્વભાવથી બનેલા તૃણાસન ઉપર યથા યોગ્ય સ્થાને બેસી, પરિષદનું કામકાજ શ્રવણ કરવા પોતાનું સ્વાભાવિક જાતિ ચાપલ્ય દૂર કરી, શાંતિથી એકાગ્ર ચિત્ત કરી બેઠાં હતાં. અરણ્ય વિશાળ હોવા છતાં શ્રોતાગણનો સમુદાય બહુ મ્હોટો હોવાથી તે સ્થાન ખીચો ખીચ ભરાઈ ગયું હતું. વૃક્ષો ઉપર પણ મોર, પોપટ, ચકલાં, કબૂતર. કાગડા, સમળા, ગીધ અને ઘુવડના સમુદાયો પણ જાણે સભાનું કામકાજ શ્રવણ કરતાં હોય નહિ! તેમ પોતાના શબ્દો બંધ કરી મૌન

ધરીને શાંતિથી બેઠાં હતાં તેથી આ સ્થળની અનુપમ રમણીયતા જણાતી હતી.

પ્રારંભમાં **ગજેંદ્રરાય** નામના સભ્યે આ પરિષદ ભરવાનો હેતુ જણાવતાં કહ્યું કેઃ—ઘણા હર્ષની વાત છે કે—વર્તમાન સમયમાં આપણા માટે સૃષ્ટિકર્તા બ્રહ્માએ નિર્માણ કરેલા અને પરંપરાથી ચાલતા આવેલા ધર્મને, મનુષ્યો પશુધર્મ કહીને નિંદતા હતા. તેમાંના **જેઓ પોતાને સુધરેલા કહેવડાવે છે તેઓ આજે આપણને અનુસરવા** લાગ્યા છે અને આપણા ધર્મનાં વખાણ કરવા લાગ્યા છે; માટે આપણે બધાએ મળીને તે સુધારક મનુષ્યોને આપણા તરફથી એક અભિનંદન પત્ર લખી મોકલવું જોઇએ; એમ મને લાગે છે અને આપણામાંના કેટલાએકનો પણ તેમ મત છે; માટે તેમાં તમો સર્વની સંમતિ મેળવવા આપ સર્વને આમંત્રણ કરવામાં આવ્યું છે. માટે એ બાબતમાં આપ સર્વેએ પોતપોતાનો અભિપ્રાય જણાવવા કૃપા કરવી.

ત્યાર પછી "ધુરંધરેશ" નામના સભ્યે "**મૃગેંદ્રરાયને**" પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત મુકતાં તેને **વક્રાંગ, બૃહલ્લાંગુલ અને શંકુકર્ણના** અનુમોદનથી સર્વાનુમતે તેને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું.

પ્રમુખે પોતનું સ્થાન સ્વીકારતાં જણાવ્યું કે—આપ સર્વની અનુમતિથી મને આ સ્થાન પર વિભૂષિત કરવામાં આવ્યો છે, તેથી હું આપ સર્વનો આભાર માનું છું; અને નવીન સુધારક મનુષ્યોને અભિનંદન પત્ર મોકલવાની બાબતમાં જે જે હેતુ સમાએલ હોય તે ઉપર જેઓને બોલવા ઇચ્છા હોય તેને પોતાના મુદ્દાઓ સાથે વિવેચન કરવા રજા આપું છું.

પ્રથમ "સુગ્રીવરાય" નામના સભ્યે જણાવ્યું કે—આપણે અને

મનુષ્યો બન્ને પ્રાણી છીએ, પણ આપણે "ચતુષ્પાદ પશુ" કહેવાઈએ છીએ અને મનુષ્યો "દ્વિપાદ પશુ" કહેવાય છે. શાસ્ત્રોમાં બન્નેને પશુ કહેવામાં આવ્યાં છે; અને તેથી ઈશ્વરને પશુપતિ કહેવામાં આવે છે, કારણ કે તે આપણા બધાનો ઉત્પન્ન કરનાર અને રક્ષણ કરનાર છે. આપણે સર્વ એકજ પિતાની પ્રજા છીએ, પણ ઘણા કાળથી બન્ને જાતિમાં મતભેદને લીધે ભેદ પડી ગયો હતો; તે વખત જતાં સુધારક દ્વિપાદ પશુઓને સમજાયું છે, અને સત્ય જાણવામાં આવ્યું છે, તેથી તેઓ હવે આપણા ધર્મનાં વખાણ કરે છે; અને આપણા ધર્મને ઘણે અંશે અનુસરવા લાગ્યાં છે.

જેમ આપણે જગતનો કર્તા ઈશ્વર હોવા છતાં તે ઈશ્વરને માનતાં નથી, કોઇ પણ શાસ્ત્રને માનતાં નથી, અને શાસ્ત્રોમાં કહેલા કોઈ પણ ધર્મનો સ્વીકાર કરતાં નથી, તેથી તેનું આચરણ પણ કરતાં નથી; તેવીજ રીતે દ્વિપાદપશુઓ પણ વર્તમાન સમયમાં પોતાને સુધારક જાહેર કરીને, કોઈ પણ ધર્મને અને કોઇપણ શાસ્ત્રને માનતાં નથી; અને શાસ્ત્રોમાં કહેલા ધર્મોનું આચરણ કરતાં નથી. પણ આપણી માફક માત્ર ખોરાક ખાય છે, મળ, મૂત્રનો ત્યાગ કરે છે, અને સ્ત્રી પુરૂષો મળીને પ્રજોત્પત્તિ કરે છે, તથા દિવસે ખોરાક માટે કરેલા શ્રમને ટાળવા માટે આપણી પેઠે રાત્રે નિદ્રા કરે છે, એ પ્રમાણે એ મનુષ્યો આપણી સમાન આચરણ કરનારાં હોવાથી, આપણા ધર્મને અનુસરતાં હોવાથી, આપણે સર્વે મળીને તેમને એક અભિનંદન પત્ર મોકલાવવું જોઇએ એમ મને લાગે છે, તેથી હું તે મતને યોગ્ય માનું છું.

ત્યારપછી "આમસિંહ" નામના સભ્યે સર્વ સભાને નમ્રતાપૂર્વક વિનતિ કરી કે, સુમોવરાયે કહેલાં કારણો મુખ્ય છે; પણ એ સિવાય અન્ય કારણો પણ છે, કે જેને લઈને એ મનુષ્યોને આપણે અભિનંદનપત્ર મોકલી આપવું જોઈએ. કારણ કે—તેઓએ હાલમાં લગ્નના સંબંધમાં પણ આપણા જેવી જ પદ્ધતિ સ્વીકાર

કરવા લાગ્યા છે, અને તેનું પ્રચારકાર્ય પણ શરૂ થઇ ગયું છે, અને તેના દાખલાઓ મોજુદ છે. સભાને તે જાણવાની જરૂર જણાશે તો પછી જાહેર કરીશ, પણ હાલ તો સર્વ માનવંતા સભ્યોને મોઘમ જણાવું છું.

પ્રાચીન સમયથી વર્તમાન સમય સુધી આપણા ચતુષ્પાદ પશુઓની લગ્ન વિધિની નિંદા કરનારાં મનુષ્યોએ, આપણા લગ્ન વિધિથી ભિન્ન શાસ્ત્રીય લગ્ન વિધિ બનાવી, તેમાં અગ્નિને સાક્ષી તરિકે રાખી, પુરોહિતદ્વારા મંત્રો ભણાવી, અગ્નિમાં હોમ અપાવી, કન્યાનાં માબાપ પાસે કન્યાનું દાન વરને અપાવતાં હતાં; અને જો તે કન્યા દૈવવશાત વિધવા થાય તો પણ ફરીથી લગ્ન કરી શકતી નહોતી; પણ જીંદગી સુધી બ્રહ્મચર્ય પાળી, ઈશ્વરનું ભજન કરી, જીંદગી ગુજારતી હતી; અને તેમાં તેઓ મોટું પુણ્ય માનતાં હતાં. પરંતુ હમણાં અંગ્રેજી શિક્ષણ પામેલાં નવીન સુધારક મનુષ્યોએ પશ્ચિમની પ્રજામાં પ્રચલિત થએલાં અને પ્રતિષ્ઠા પામેલાં, આપણાં લગ્ન વિધિને અનુસરી આપણી માફક લગ્ન કરવાનો પ્રચાર કર્યો છે. અને તેના દાખલાઓ પણ પ્રસિદ્ધ થએલા છે. આપણામાં લગ્ન કરવા યોગ્ય ઉમ્મરની જે સ્ત્રી થાય, તે રતિ સમર્થ અનેક નરજાતિ યુવકોની સાથે ક્રીડા કરે છે અને છેવટે એક સ્વજાતિના પુરૂષ સાથે લગ્ન કરી ગર્ભ ધારણ કરે છે. તેમ હાલમાં નવીન દ્વિપાદ પશુઓ પણ પ્રાચીન ઋષિ પ્રણીત લગ્ન વિધિનો ત્યાગ કરીને, આપણી પેઠે અનેક નવશિક્ષિત ક્રીડાદક્ષ યુવકોનો પ્રસંગ કરી પોતાને પસંદ પડે તેવા યુવક સાથે લગ્ન કરે છે; આપણે જેમ આપણાં માતા, પિતા, બેન, ભાઇ, સગાં-સંબંધી કે વડીલોની સંમતી લેવા બીલકુલ ઇચ્છતાં નથી. આપણી જેમ સમાગમ એ જ લગ્ન વિધિ છે, અને પુરોહિતની પણ જરૂર નથી; તેમ તેઓ પણ સમાગમનેજ લગ્નવિધિ માનતાં થયા છે, અને પુરોહિતની પણ આવશ્યકતા તેમાં જોતાં નથી. કારણ કે તેમાં અગ્નિમાં હોમ આપવાનું

અને મંત્ર ભણી આશીર્વાદ આપવાનું હોતું નથી; તથા કન્યાનું દાન કરવાનો કશો જ પ્રકાર નથી. આ વિધિ પસંદ કરી, પ્રચલિત કરવાનું કારણ એ છે કે, તેથી પોતપોતાને પસંદ પડે તેની સાથે લગ્ન કરવાથી સ્નેહગ્રંથી દૃઢ થાય છે; અને જીંદગી સુખમાં જાય છે, તેમજ જ્યારે છુટાં થવું હોય, ત્યારે છુટાં પણ થઇ શકાય છે, અને તેમાં રાજકીય કાયદો પણ આડે આવતો નથી. એજ એની ઉત્તમતાને સાબીત કરી આપે છે.

દાનવિધિથી પરણેલી કન્યાનો વિવાહ ફરીથી ધર્મશાસ્ત્રમાં થઇ શકતો નથી, કારણ કે ધર્મશાસ્ત્રમાં કન્યાનું દાન એક જ વખત થઇ શકે શકે એમ કહેવામાં આવ્યું છે, તેથી વિધવા સ્ત્રીનું ફરીથી દાન વિધિથી શાસ્ત્ર પ્રમાણે લગ્ન થઇ શકતું નથી. તેથી સ્ત્રીઓને વૈધવ્ય ભોગવવું પડે છે. કામાસક્ત સ્ત્રીઓ અને પુરૂષો કામવાસનાને આધીન થઇને, લગ્નમાંના દાનવિધિનો ત્યાગ કરીને, આપણી માફક પોતપોતાની જાતે જ સ્વેચ્છાથી જોડાય છે આપણા પશુ વિવાહમાં એવો કોઇ પ્રતિબંધ નથી, કે સ્ત્રી અથવા પુરૂષ ફરીથી અન્યની સાથે ન જોડાઇ શકે; આપણાં લગનની ખુબી અને ઉત્તમતા એટલી બધી છે કે, તેને આખી દુનીયાં સ્વીકારે છે, કે જેમાં જ્યારે મરજી પડે ત્યારે તે જ ક્ષણે સ્ત્રી પુરૂષ છુટાં થઇ શકે છે. બીજી ખુબી એ છે કે, સ્ત્રી અને પુરૂષની બન્નેની સરખી જ સ્વતંત્રતા છે. તેમ બન્નેને પરસ્પર સ્ત્રી પુરૂષ કોઇનો કોઇ હક કે બંધન નથી, તેથી કોઇ સ્ત્રી કોઇ પુરૂષની પત્ની હોતી નથી; તેમ પુરૂષ પણ કોઇ સ્ત્રીનો ધણી હોતો નથી. તેથી બેઉ સ્વેચ્છાએ વિચરી શકે છે. એવી સ્વતંત્રતાને લીધે, આપણામાં પરસ્પર સ્ત્રી પુરૂષ કોઇ કોઇની મીલકતનાં વારસદાર હોતાં નથી; તેમ પ્રજા પણ કોઇ ચોક્કસ પિતાની હોતી નથી, તેથી તે પિતાની વારસદાર પણ ગણાતી નથી. જો કે પશ્ચિમની પ્રજા સર્વથા આપણું અનુકરણ કરે છે, તો પણ તેઓને દેવળમાં જઇ લગ્ન નોંધાવવાં પડે છે. એટલી

પરાધિનતા છે, અને આપણે તો તે પણ નથી અને તેવી જ રીતે હાલમાં સુધરેલાં દ્વિપાદ પશુઓ આપણને સર્વથા અનુસરે છે, અને સરકારની કે ધર્મની આડખીલી રાખવા ઇચ્છતાં નથી; પણ જો તેઓ એવી આડખીલી રાખશે તો તેમની સ્વતંત્રતામાં ખામી ગણાશે. અને વધારે પરાધિન બનશે. પણ હું ધારૂં છું કે, તેઓ સુશિક્ષિત અને કેળવાએલા હોવાથી એવી ભૂલ કરી પોતાની સ્વતં-ત્રતા ગુમાવશે નહી, અને સર્વથા આપણી પદ્ધતિને જ અનુસરશે. કે જેમાં **ધર્મની કે રાજ્યની** ડખલ **નથી.** વળી તેઓ આપણી પેઠે પોતાના કુટુંબમાં હજુ સુધી જાહેર લગ્ન કરતાં નથી પણ છુપી રીતે કરતાં હોય તેમ જણાય છે, એમ લોકોમાં સંભળાય છે. એ રીતે આપણી સુધરેલી પદ્ધતિ કે જે આપણને વારસારૂપે પરંપરાથી પ્રાપ્ત છે, અને જેમાં ફરીથી સુધારો કરવાની આવશ્યક્તા રહેતી નથી, એવા આપણા સ્વાભાવિક ધર્મને અનુસરનારી પ્રજાને આપણે અભિનંદન પત્ર મોકલવું એ યોગ્ય જ છે. જેથી તેઓને પ્રોત્સાહન મળશે. અને પોતાના કામમાં આગળ વધશે.

પછી **બૃહલ્લાંગુલ** નામના એક સભ્યે સભાસદોને વિનંતી કરી કહ્યું કે, લગ્નના સંબંધમાં નવીન સુધારક મનુષ્યોએ જુની રૂઢીનો ત્યાગ કરીને આપણી સુધરેલી પદ્ધતીનો સ્વીકાર કર્યો છે; એટલું જ નહીં, પણ શરીર વિધિમાં પણ મોટો સુધારો કર્યો છે. અને તે આપણોજ પરંપરાગત સુધારો છે, અને તે એ છે કે-પ્રાચીન સમય સુધી મનુષ્યો પોતાની જુની રૂઢી પ્રમાણે પ્રાતઃકાળમાં શય્યામાંથી ઉઠી, જંગલમાં એકાંત સ્થાનમાં જઇ, ત્યાં બેસીને મળ-મૂત્રનો ત્યાગ કરી, તે મળસ્થાનને જળથી ધોઇ સાફ કરતાં હતાં; અને પછી હાથ પગને પણ માટી અને પાણી વડે ધોઇ સાફ કરતાં હતાં. તેને તેઓ **શૌચ વિધિ** કહી તેને વખાણતાં હતાં. ત્યારપછી જળથી સ્નાન કરી, નિત્ય કર્મ કરી, પછીથી ભોજન કરતાં હતાં; ત્યારે હાલમાં તે રૂઢીને તદ્દન ફેરવી આપણી સુધરેલી પદ્ધતી દાખલ

કરવા માંડી છે. અને તે એ કે તેઓ હાલમાં ઉભાં ઉભાં જ પેશાબ કરે છે, અને ઝાડે જઈ આવ્યા પછી તે સ્થાનને જળથી સાફ કરતાં નથી; તથા હાથ અને પગને પણ જળ વડે ધોતાં નથી. તેમ સ્નાન પણ કરતાં નથી; અને તે કર્યા વિનાજ ભોજન કરે છે. સ્નાન કરવામાં તેઓ ધાર્મિક કારણ માનતાં નથી. તેઓ શરીરની સ્વચ્છતા માટે એક પાણી ભરેલા પાત્રમાં બેસીને સ્નાન કરે છે. નહીં ધોએલા પગ તેમજ અપ્રક્ષાલિત ગુદાવાળા મલિન જળ વડે કોગળા કરી, તે વડે સ્નાન કરી, પોતાને શુદ્ધ થએલ માને છે. પરંતુ આપણી દષ્ટીએ એ બધું ભૂલ ભરેલું લાગે છે. કારણ કે આપણને સ્નાનથી જેમ ધાર્મિક ફળ જણાતું નથી, તેમજ સ્નાન વડે સ્વચ્છ થવાથી સર્વ પ્રકારનું આરોગ્ય પણ સચવાતું નથી; પરંતુ માત્ર વ્યાયામથી જ આરોગ્ય ભોગવી શકાય છે. આપણે વ્યાયામશીલ હોવાથી સ્નાન નહિ કરવા છતાં પણ આરોગ્ય ભોગવીએ છીએ. મનુષ્યોમાં પણ વ્યાયામ કરનારાં જ આરોગ્ય ભોગવે છે, માટે સ્નાન કરવાથી જ આરોગ્ય સચવાય છે, એ માન્યતા આપણા અનુભવ વિરુદ્ધ છે, એમ જણાયાથી કેટલાએક નવશિક્ષિત વર્ગ સ્નાન કરવામાં કેટલોક અનાદર ધરાવે છે; એ ખુશી થવા જેવું છે. અને તેથી આપણા અભિનંદને યોગ્ય છે એમ હું માનું છું.

મિ. લંબકર્ણ નામના સભ્યે સર્વને ટેકો આપતાં જણાવ્યું કે, આજદિવસ સુધી દ્વિપાદપશુઓ કપડાં પહેર્યા વિના ઉઘાડાં ફરવામાં નિર્લજ્જતા, પશુતુલ્યતા, માનિને તેને ધિક્કારતાં હતાં; પણ હાલમાં તે રૂઢીને ફેરવીને તેઓએ એમ સિદ્ધ કર્યું છે કે, ઉઘાડા રહેવામાં જ ફાયદો છે; એમ દલીલોવડે લોકોમાં જાહેર કરે છે. અને તેના પ્રચાર માટે આરંભમાં સ્ત્રીઓ પોતાનાં અંગ દેખાય એવાં કપડાં પહેરવા લાગી છે. અને છોકરીઓ ગોઠણ ઉઘાડી દેખાય તેવા જાંગીયા પહેરે છે, અને માથે કાંઈ પણ ઓઢયા સિવાય ઉઘાડી જ ફરે છે. અને શાળાઓમાં જાય છે. અને જતે દિવસે તેમાં સુધારો

કરી ઉઘાડાં ફરવામાં પણ શરમાશે નહિ એ કાર્યના પ્રચાર માટે જર્મની જેવા સુધરેલા દેશમાં "નગ્નમંડળ" સ્થપાયું છે, તેમાં એક લાખ માણસો સામેલ થયાં છે. અને તેની સફળતા જોઇને અન્ય દેશના લોકો પણ તેમનું અનુકરણ કરશે. એવું મારૂં માનવું છે. એ નગ્નમંડળમાં સ્ત્રીઓ અને પુરૂષો બન્ને નગ્નાવસ્થામાંજ બધા સમયમાં સાથે રહી શકે છે, અને તેમાં તેને કાંઇ પણ સંકોચ જણાતો નથી. આ નગ્નમંડળ આપણા પશુધર્મને અંતઃકરણથી ચ્હાય છે અને તે આપણા ધર્મનો ફેલાવો કરવા તનતોડ યત્ન કરી રહ્યાં છે માટે હું સુગ્રીવચંદ્રના મતને ટેકો આપું છું.

પછી મહિષેંદ્રદત્ત નામના સભ્યે મતને ટેકો આપતાં જણાવ્યું કે, આપણે જેમ ભ્રાતૃભાવને લીધે એકજ પાત્ર (ગમાણ) માં કે હવાડામાં સાથે રહીને પાણી પીએ છીએ, કે એકબીજાનો ખાધેલો ખોરાક ખાઇએ છીએ, તે પ્રમાણે ચાલતા સમયમાં સુધારક મનુષ્યો પણ પોતાના ધર્મનો ત્યાગ કરીને, ઘણાજ હરખાઈને એકજ પાત્રમાં સાથે ખોરાક ખાય છે, અને એકજ પાત્ર વડે પાણી પણ પીએ છે, અને ખાધેલું પણ ખાય છે; એ ઘણું સ્તુત્ય છે. એથી આપણા ધર્મનો ફેલાવો થોડાજ સમયમાં થઈ જશે, એથી આપણે હરખાવું જોઇએ. જો કે ઉપરની રૂઢીથી આપણને સાંસર્ગિક રોગો થાય છે, અને તેથી આપણા મરણનું પ્રમાણ અકસ્માત્ બહુ વધી જાય છે અને આપણી સંખ્યાને બહુ હાનિ પહોંચે છે, એમ જાણવા છતાં આપણા સુહૃદ્ભાવને લીધે, તે રૂઢીનો ત્યાગ કરી શકતાં નથી. સુધારકો પણ તેથી ચેપી રોગો વધવાનો સંભવ જાણવા છતાં પણ, આપણા ધર્મને ચ્હાનારા હોવાથી તે પદ્ધતિનો ત્યાગ કરશે નહિ એમ હું માનું છું. માટે હું અભિનંદન પત્ર આપવાના કાર્યમાં સંમત છું.

ત્યારપછી સૂકરરાય નામના સભ્યે મતને ટેકો આપતાં જણાવ્યું કે આપણને જેમ કોઈ વસ્તુ અસ્પૃશ્ય, અભક્ષ્ય કે અગમ્ય નથી, એટલે આપણે માત્ર વિષ કે જે પ્રાણઘાતક છે તેનો ત્યાગ કરી બધી વસ્તુ

ખાઈ શકીએ છીએ, અને બધી વસ્તુનો સ્પર્શ કરી શકીએ છીએ, એટલે મૃત પશુ, વિષ્ઠા, પેશાબ કે બીજે તે ગંદકીનો; આપણી પ્રસૂત સ્ત્રીનો, કે રજસ્વલાનો સ્પર્શ કરીને, સ્નાન કરતાં નથી. મુડદાને અડવામાં આપણને જરાય સંકોચ નથી, તેમ ભક્ષણ કરવામાં પણ જરાય સંકોચ નથી. તેમાં અમારી જાતીમાં ખાસ કરીને ગંદકીની ખાનારી, તેમજ ગંદકીમાં જ રહેનારી હોવા છતાં અમે સ્નાન કરતાં નથી. શરીરે ગંદકી લાગેલી જોઈને આપણને અણગમો થતો નથી. એવી રીતે દ્વિપાદ પશુઓ પણ આપણી પેઠે અસ્પૃશ્ય જાતિ કે વસ્તુને અડકીને સ્નાન કરતાં નથી; અને અસ્પૃશ્યનો સ્પર્શ કરીને હરખાય છે. વળી આપણે જેમ પોતાના કુટુંબમાં લગ્ન કરીએ છીએ તેમ તેઓ પણ પોતાના કુટુંબમાં લગ્ન કરવાનો પ્રચાર કરવા યત્ન કરે છે. ઘણી પ્રજાએ તો ઘણા વખતથી તેમ કરવાની રૂઢી દાખલ કરેલી જ છે. વળી સુધારકોએ તો તેને માટે એક દેશી રાજા પાસે કાયદો પણ કરાવ્યો છે. એ પ્રમાણે એ સુધારક મનુષ્યો આપણી માફક સર્વથા ધર્મશાસ્ત્રને નહિ માનીને સ્વચ્છંદથી વર્તે છે, તોપછી જતે દિવસે આપણી પેઠે, ભગિની કે કન્યા સાથે પણ લગ્ન કરશે એમ મને લાગે છે. માટે તેમને અભિનંદન આપવું એ યોગ્ય છે.

ત્યારપછી વક્રાગજ નામના સભ્યે એ મતનો વિરોધ કરતાં કહ્યું કે, એ સુધારક મનુષ્યો ક્ષણિક ચિત્તવાળાં હોવાથી ઘરી ઘડીમાં પોતાના મતનો અને ધર્મનો ફેરફાર કરી અન્યનું અનુકરણ કર્યા કરે છે, પહેલાં મુસલમાનોનું અનુકરણ કરતા હતા. હવે યુરોપિયનોનું અનુકરણ કરે છે; વળી તે મુકીને બીજું કરશે માટે આજે આપણા ધર્મનું અનુકરણ કરે છે, અને કાલે તેનો ત્યાગ પણ કરે તો તેને આપણે શી રીતે અટકાવી શકીએ. વળી આપણા મતને સ્વીકારનારાઓની સંખ્યા થોડી છે, અને જુના મતવાળાઓની સંખ્યા મોટી છે, તેથી આપણા મતનો પ્રચાર થવો સંભવીત નથી. કારણ કે જુના મતના લોકો આપણા ધર્મનો સ્વીકાર કરતા નથી, માટે તેમને અભિનંદન આપવું યોગ્ય નથી.

ચિત્રશૃંગ નામના સભ્યે મતનો વિરોધ કરતાં જણાવ્યું કે, તે મનુષ્યો આપણા ઉપર અકારણ વૈર રાખી આપણા સર્વનો વારંવાર નાશ કરે છે, આપણે તેમને કાંઈ નુકશાન કરતાં નથી, તેમના વાસસ્થાનમાં જતાં પણ નથી, અને તેમની માલ મિલકતનો નાશ કરતાં નથી, તોપણ તેઓ નિર્દય થઈને આપણો વિનાશ કરે છે. માટે તેવા ઘાતકીઓને અભિનંદનપત્ર મોકલાવવું એ યોગ્ય નથી.

પછી ધુરંધરરાયે જણાવ્યું કે તે દ્વિપાદ પશુઓ આપણી પાસે નિર્દય રીતે કામ કરાવે છે. અને પેટ ભરીને પુરૂં ખાવા પણ આપતાં નથી. અશક્ત હોઇયેતો પણ મારીને કામ લે છે; એટલુંજ નહીં પણ તેમને અમે અનાજ પકવી આપીએ છીએ, તેના બદલામાં તેઓ અમને નિર્દોષને મારી અમારૂં ભક્ષણ કરે છે. એવાં નિર્દય અને કૃતઘ્ની મનુષ્યો કરતાં બીજાં કોઈ પ્રાણી કૃતઘ્ની નથી; માટે તેઓ અભિનંદનને લાયક નથી.

શંકુકર્ણાચાર્યે જણાવ્યું કે દ્વિપાદ પશુઓ સ્વચ્છંદી છે, તેથી આપણા જ ધર્મને અનુસરે છે એમ કહેવું યોગ્ય નથી, આપણે તો પોતપોતાની જાતિમાંજ લગ્ન કરીએ છીએ. ત્યારે તેઓમાંના કેટલાંએક તો એ જાહેર રીતે સ્વજાતિમાં લગ્ન કરી, પછી બીજી જાતિમાં પણ બીજાં ગુપ્ત લગ્ન કરે છે. તેને તેઓ જાહેર થવા દેતાં નથી. કારણકે જાહેર થવામાં અપકીર્તિ માને છે. પણ ગુપ્ત લગ્ન કરવામાં તેઓ કાંઈ દોષ જોતા નથી. યુરોપ અમેરિકામાં જનારા તો ત્યાંની જાતિ સાથે લગ્ન કરે છે; પણ તેને તેઓ છુપાં રાખે છે. કેટલાએક વર્ષ ઉપર ટાઇમ્સ ઓફ ઈન્ડિયાના લેખમાં જણાવ્યું હતું કે—" અવિવાહિત માતા અને છોકરાં સંબંધી વિચારણા ચલાવવા સ્થપાએલ નેસનલ કૌન્સિલના વાર્ષિક રિપોર્ટમાં યુરોપિયન નહિ તેવા પરદેશી ઈંગ્લિશ કોલેજો અને યુનીવર્સિટીઓમાં ભણતા વિદ્યાર્થીઓથી અવિવાહિત કન્યાઓમાં ઉત્પન્ન થનારાં બાળકોના સંબંધી પ્રશ્ન ચર્ચાયો હતો. તેમાં એવી હકીકત જણાઈ કે, પ્રતિવર્ષ વિદેશી

દરીયાપારના વિદ્યાર્થીઓથી થએલાં બાળકોની સંભાળ લેવાય છે. આવાં બાળકોની સંખ્યા છેલ્લા થોડા વર્ષથી વધી પડી છે. ખાસ કરીને ઈન્ડિયન પિતાથી ઉત્પન્ન થએલાં બાળકોની સંખ્યા વધારે છે.'' તેથી ચોક્કસ જણાય છે કે, હિંદીવાનો અન્ય જાતિ સાથે પણ લગ્ન કરે છે અને તેમાં કેટલાએક રાજાઓ અને ગૃહસ્થોના દાખલાઓ પ્રસિદ્ધ થયા છે. તેથી તેઓને આપણે અભિનંદન આપવા યોગ્ય નથી.

**ગવયશર્માએ** કહ્યું કેઃ–તેઓને અમે કાંઈ હાનિ પહોંચાડતાં નથી, છતાં તેઓ અમને જ્યાં અમે ખોરાક ખાતાં હોઈએ ત્યાં આવીને મારે છે. અથવા હાંકી કાઢે છે. અમે તેમને કાંઈ નુકસાન કરતાં નથી, માત્ર કુદરતથી ઉગેલાં ઘાસ માત્ર ખાઈએ છીએ તો પણ તેઓ અમને વિના વાંકે મારે છે. માટે તેમને અભિનંદન આપવું જોઈએ નહિ.

**રોમશીંગે** ઘણી જ દિલગીરી સાથે જણાવ્યું કે, આપણી બધી જાતિઓ કરતાં અમારી જાતિ ઉપર તેઓ બહુ જુલમ ગુજારે છે. અમારા શરીર ઉપરના વાળને કાતરી લેઈ તેનાં કપડાં બનાવી તે વડે તેઓ ઠંડીનો બચાવ કરે છે; અને અમને ઠંડી વડે દુઃખી થવા દે છે. એટલેથીજ શાંત નહી રહેતાં અમારી જાતિનો ઘણા પ્રમાણમાં નાશ કરી તેનું ભક્ષણ કરે છે, માટે તેઓ અભિનંદનને લાયક નથી.

પછી **શંકુકર્ણ** અને **શંખાનન** વગેરેએ પણ અભિનંદન પત્રનો વિરોધ જાહેર કર્યો. તેથી સભામાં મળેલાં સર્વ પશુઓએ એક સાથે અભિનંદન પત્ર આપવાનો વિરોધ જાહેર કર્યો તેથી સભામાં મોટો કોલાહલ થઈ રહ્યો.

પછી સર્વ કોલાહલને શાંત કરીને પ્રમુખસ્થાને બિરાજેલા **મૃગેંદ્રકુમારે** સર્વ પ્રજાને શાંતિ આપતાં જણાવ્યું, કે હું તો જાણતો હતો જ કે, દ્વિપાદ પશુઓ અભિનંદન પત્રને યોગ્ય નથી; પણ કેટલાએકના ખાસ આગ્રહથી તમારા સર્વનો અભિપ્રાય જાણવા આ સભા બોલાવવામાં આવી છે. અને તેથી હું જાણી શકયો છું કે, તમારી

સર્વની મરજી અભિનંદન આપવા વિરૂદ્ધ છે. અને તે વ્યાજબીજ છે; કારણકે તેઓ ક્ષણિક ચિત્તવાળાં હોવાથી ઘડીમાં આપણો ધર્મ સ્વીકારે છે, અને થોડા વખત પછી તેને ધિક્કારી ત્યાગ કરે છે. આપણે તેઓને કાંઈ ઉપદ્રવ કરતા નથી, આપણે સર્વે જંગલમાં રહીએ છીએ, જે કુદરતી છે તેની ઉપર કોઈનો હક નથી અને તે આપણે માટે જ કુદરતે સરજેલ છે ત્યાં આવીને તેઓ આપણને ક્રૂરતાથી મારે છે, તેટલા માટે જ અમે તેનો બદલો વાળવા જે અમારી નજરે પડે તેનું ભક્ષણ કરીએ છીએ અને તેમાં અમને વાઘ તથા ચિત્તાઓ મદદ કરે છે, તેને અમે ધન્યવાદ આપીએ છીએ; માટે **તમારી સર્વેની મરજીને અનુસરીને હું અભિનંદનપત્ર મોકલવા ચ્હાતો નથી.** એ પ્રમાણે પ્રમુખશ્રીનું વચન સાંભળી સર્વ સભા આનંદ પામી હર્ષ ગર્જના કરવા લાગી. છેલ્લે પ્રમુખનો ઉપકાર માની હર્ષ ગર્જના કરતી સર્વ સભા વિસર્જન થઈ.

# આધુનિક દિગ્દર્શન વિચારણા.

## શ્રી સનાતનીઓનું સંગઠન અને તેના ઉપાયો.

પ્રિય વાચક વૃન્દ !—જગતમાં જો કોઈ ધર્મ અને સંસ્કૃતિ કહેવરાવવાને લાયક હોય તો એક માત્ર સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિ જ છે કે જે ધર્મ ઈશ્વરકૃત હોઈ તેના સિદ્ધાંતો અચળ, અટલ અને પ્રાણિમાત્રનું સુખ અભ્યુદય અને મોક્ષ ઈચ્છનારા છે. જગન્નિયંતા પરમાત્માએ હિંદુઓના અભ્યુદય અને મોક્ષને માટે વેદશાસ્ત્રાદિ બનાવી વર્ણ તથા આશ્રમ ધર્મની વ્યવસ્થા કરેલી છે, કે જેના અવલંબનથી વિધર્મીઓના લાખો આક્રમણો સફળ થઈ શકતાં નથી.

વર્ણાશ્રમ પદ્ધતિમાં એ જગન્નિયંતા પ્રભુએ એટલી શ્રેષ્ઠતા મૂકી

છે કે જો ચાતુર્વર્ણ્ય પ્રજા તદનુસાર વર્તે તો આ લોકની સર્વ સંપત્તિ આમ કરી પરબ્રહ્મ પરમાત્માને પામી શકે છે.

અત્યારે ભારતવર્ષમાં ચાર વર્ણ ઉપરાંત જે અનેક જાતિઓ હિન્દુ પ્રજામાં દૃષ્ટિગોચર થાય છે, તેનું કારણ એ છે કે શાસ્ત્રે મનાઈ કરવા છતાં જે સ્વચ્છંદી લોકોએ સ્વેચ્છાચારને વશ થઈ અનુલોમ તથા પ્રતિલોમ લગ્ન કર્યાં તેથી જ અનેક જાતિઓ થયેલી છે. અંત્યજ આદિ અસ્પૃશ્યો એ શૂદ્ર પુરૂષના પ્રતિલોમ લગ્નનું તથા સગોત્ર વિવાહનું પરિણામ છે.

હિંદુ સંસ્કૃતિ અને ધર્મની આગળ ઈતર દેશની સંસ્કૃત્તિ કશી વિસાતમાં નથી. આ સર્વોપરિ હિંદુ સંસ્કૃતિનો આદર્શ એટલો અદ્દ્ભુત અદ્વિતીય અપ્રતિમ અને અનુપમ છે કે તેની તુલનામાં બીજી સંસ્કૃતિ ક્ષણભર ટકી શકે એમ નથી. ઈતિહાસ જોતાં તો સાફ જણાય છે કે, જ્યારે હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મ ઉન્નતિના શિખરે પહોચેલાં હતાં ત્યારે યવન મ્લેચ્છ દેશના લોકો તદ્દન જંગલી અવસ્થામાં હતા, હાલ તેવા દેશોનું ભારતવર્ષની ઊંધી ખોપરીના મનુષ્યો અનુકરણ કરી બાપદાદાનો અમુલ્ય વારસો વેદશાસ્ત્ર, અને પુરાણો ઉપર નાના કુતર્ક–શંકાઓ કરી ઉલ્કાપાત મચાવી રહ્યા છે.

જ્યારે જર્મની અને પાશ્ચાત્ય દેશના તત્વજ્ઞાનીઓ આપણા સનાતન ધર્મનું ઉચ્ચતમ તત્વજ્ઞાન અને વર્ણવ્યવસ્થા જોઈ મુગ્ધ થઇ જાય છે અને મુક્ત કંઠે પ્રશંસા કરી સંસ્કૃત ભાષાનું શ્રીમદ્દ ભગવદ્દ ગીતાનું, મહાભારતનું, યોગસૂત્રોનું તથા ઉપનિષદોનું જ્ઞાન ખંતથી મેળવી, વિજ્ઞાનનું સંશોધન કરી, વિકાસ કરી રહ્યા છે, ત્યારે હાલમાં હિંદમાં નામધારી સુધારકો સ્વરાજ્ય, સુધારા, હક્ક, પ્રગતિ તથા શુદ્ધિ, સંગઠનના નામે ઉલ્કાપાત મચાવી અસ્પૃશ્યતા નિવારણ અંત્યજ મંદિર પ્રવેશ, છૂટાછેડા, વર્ણાન્તર લગ્ન, ભંગી ચમારોને પ્રણવમંત્રની દીક્ષા, જાતપાત તોડક પ્રવૃત્તિ, વિધવા વિવાહ, નવાં

શાસ્ત્ર રચવાની તથા શાસ્ત્રો અને મૂર્તિઓને આગ લગાડવાની અધમાધમ ભયાનક પ્રવૃત્તિ લઇ બેઠા છે.

અહીં સ્વાભાવિક રીતેજ લોકોને જાણુવાની જીજ્ઞાસા થશે કે જ્યારે સનાતનધર્મ, આર્ય સંસ્કૃતિ, હિંદુ સભ્યતા, વર્ણાશ્રમ ધર્મ, વેદશાસ્ત્ર, પુરાણો તથા હિંદુ જાતિના આદર્શો સર્વોત્કૃષ્ટ છે, પ્રણાલિકા તથા રીતિનીતિ માન્યતા શ્રેયસ અને પ્રેયસ અર્પનારી છે, અને તેનાજ પ્રતાપથી જો હિંદુઓ પૃથ્વીપર સ્વર્ગીય સુખ ભોગવતા હતા તો અત્યારે અંતિમ સીમાની અધોગતિ કેમ અનુભવાય છે.

હવે આપણે વિચાર કરીશું કે સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિ તથા વર્ણાશ્રમ ધર્મ ઉપર કોણ કોણ શા શા પ્રહારો કરી રહેલ છે અને અત્યારની ભારતવર્ષની પરિસ્થિતિ શી ઉત્પન્ન થઇ છે.

આપણા નામધારક સુધારક હિંદુ સભ્યો આપણને સ્વરાજ્ય અપાવવાની, કરો ઓછા કરવાની, ગોરક્ષા, ધર્મરક્ષા કરવાનાં વચનો આપી આપણા મતો પ્રાપ્ત કરી—ધારાસભામાં, લોકલબોર્ડમાં, મ્યુનિસિપાલિટીમાં ઉચ્ચપદે બિરાજમાન થયા છે. તેઓ અત્યારે વચનોનાં ભંગ કરી ધર્મધ્વંસક બીલો પસાર કરી રહ્યા છે.

હિંદુસ્તાનની સુધારક—દુઃખ ભંજકના દેખાવવાળી નામાંકિત સંસ્થાઓ જુદાં જુદાં બ્હાનાં કાઢી હિંદુ પાસેથી લાખો અને કરોડોનાં ફંડો ઉઘરાવી તેજ ફંડ વડે તેઓ વધારે ઉન્મત્ત તથા બળવત્તર બની સનાતન ધર્મ અને સનાતની હિંદુઓનોજ નાશ કરવા પ્રયત્ન કરે છે.

હિંદુઓના દ્રવ્યની સહાયથી જાહેરખબરથી કે ગ્રાહકો બની ઉત્તેજન આપવાના પરિણામે કેટલાક પેટભરાં પેપરો નભી રહ્યાં છે. તેઓ અત્યારે અહર્નિશ સ્વાર્થ સાધવા ધર્મવિધ્વંસક સંસ્થાઓનાં પ્રિય બની ધર્મવિધ્વંસક વિચારો ફેલાવી સનાતન ધર્મ તથા હિંદુ જાતિનું અપમાન કરી લોકોનાં હૃદય કલુષિત અને વિકારી બનાવી રહ્યાં છે.

**કોંગ્રેસ** તે શુદ્ધ રાજદ્વારી **સંસ્થા** હોઈ રાજકીય લડત લડવા માટે જ સ્થાપન થયેલી છે અને તેમાં હિંદુસ્તાનની વસ્તી દરેક જાતિ અને ધર્મની પ્રજા સામેલ છે. આથી કરી તે સંસ્થાને કોઈ એક જાતિધર્મના પ્રશ્નો ચર્ચવાનો જરાપણ અધિકાર નથી, છતાં હમણાં તે પોતાનું ધ્યેય તદ્દન ચૂકી હિંદુ ધર્મધ્વંસક કાયદા બનાવરાવી હિંદુ જાતિ ધર્મની જડ ઉખેડવા પ્રચંડ પ્રચાર કરી રહી છે.

હિંદુઓના હિંદુત્વના તથા ધર્મના રક્ષણાર્થે શારીરિક બળ પ્રાપ્ત કરવા તથા પરસ્પર સંગઠિત કરવાના સિદ્ધાંત ઉપર સ્થપાયેલ **હિંદુ મહાસભા** તે અત્યારે પોતાના સિદ્ધાંતોને શાસ્ત્ર વિરૂદ્ધ પ્રવૃત્તિમાં જોડી ધર્મઉચ્છેદક કાર્ય કરી માંડોમાંહે વિગડન કરી રહી છે.

**આર્ય સમાજીઓ, બ્રહ્મસમાજીઓ, તથા પ્રાર્થના સમાજીઓ** અત્યારની અનુકૂળતાનો લાભ લઈ વર્ણાન્તર લગ્ન, પ્રીતિભોજન, અસ્પૃશ્યતા નિવારણની ચળવળ ખૂબ જોરશોરથી ચલાવી હિંદુત્વને વિદારી રહ્યા છે.

હિંદુ નરેશોને હિંદુઓ લોકપાળોના અંશ માની, રાજા તરીકે સન્માને છે, પણ તેઓ પોતાને પ્રગતિમાન લેખાવવા આંધળું અનુકરણ કરી, હિંદુધર્મ વિધ્વંસક કાયદાઓ પસાર કરવામાં પોતાની રાજ્યસત્તાનો ઉપયોગ કરી રહેલ છે.

ખ્રિસ્તી પાદરીઓ કરોડો રૂપિયાનાં ફંડો લાવી, હિંદમાં ઠામ ઠામ મુક્તિફોજનાં થાણાં નાખી; ટ્રેકટપત્ર પત્રિકાઓવડે, સ્કુલો, હાઇસ્કુલો તથા કોલેજોના શિક્ષણથી, આર્થિક મદદથી તથા દવાખાનાઓમાં હોશિયાર ડોકટરો રોકી, મફત સારવારથી લલચાવી, હિંદુઓને વટલાવી ખ્રિસ્તી બનાવી રહ્યા છે.

હાલમાં યુનિવર્સિટીની સેનેટમાં કેટલાક સુધારક સેનેટરોએ ધર્મવિરોધી લખાણોની તથા ધર્મવિરોધી વ્યક્તિઓના જીવન ચરિત્રોવાળી ટેકસ્ટબુકો દાખલ કરાવી જાતિ ધર્મની હલાલ કરવા માંડી છે.

કાશીમાં ઋષિમુનિઓના પ્રાચીન આશ્રમોની પદ્ધતિએ સનાતન ધર્મનું શિક્ષણ તથા સાથમાં વ્યવહારોપયોગી જ્ઞાન આપવામાં આવશે એવી પ્રતિજ્ઞાઓ કરી સનાતનીઓના દ્રવ્યથી સ્થપાયેલી હિંદુ યુનિવર્સિટીને અત્યારે તેના કાર્યવાહકોએ પ્રતિજ્ઞાઓનો ભંગ કરી લાક્ષાગ્રહ બનાવી અસ્પૃશ્યતા નિવારણ, અંત્યજ મંદિર પ્રવેશ, ચમાર ભંગીને પ્રણવમંત્રની દીક્ષા અને નવાં શાસ્ત્ર રચવાની હિમાયત આરંભી સનાતન ધર્મને અગ્નિદાહ દેવા માંડેલો છે.

આજલગી સરકાર ધાર્મિક વિષયમાં તટસ્થતા જાળવવાની વલણ રાખતી, તેમણે પણ હમણાં સ્કુલોમાં, નોકરીમાં અંત્યજ કોમને દાખલ કરવા ભારપૂર્વક સરક્યુલરો કાઢી ચાલુ સંરક્ષક પ્રથાઓને વિદારવા જાહેર કર્યું છે.

સને ૧૯૩૫ ના નવા રાજ્ય બંધારણમાં રાણી વિક્ટોરીયાની ૧૮૫૮ ની જાહેર પ્રતિજ્ઞાનો લોપ કરી, મુસલમાનોની માગણીઓ સ્વીકારી હિંદુઓના ભોગે સર્વત્ર બહુમતિ આપનારા કોમી ચૂકાદો આપેલો છે. તદુપરાંત પુના પેક્ટને સરકારે વજ્રલેપ બનાવી હિંદુજાતિ ધર્મની અત્યંત વિષમ સ્થિતિ કરી મૂકેલી છે.

દેશમાં હમણાં કેટલેક સ્થળે યુવકસંઘો સ્થપાયા છે કે જેના ધ્યેયો માબાપનું કે શાસ્ત્રોનું ન માનવું પણ પોતાનું અંતઃકરણ કહે તેજ કરવું તેવા છે. મા, બાપ, શાસ્ત્રો, ગુરૂ, જ્ઞાતિ કે વર્ણ મર્યાદાને જે ન માને તે સંઘ કે વ્યક્તિ હિન્દુ નહિ પણ વસ્તુતઃ યવન સંઘ કે યવન જ કહેવાય, એવા જ્ઞાન ભાન અનુભવ વિનાનાં યુવક સંઘો અત્યારે સમાજ, વર્ણ, માતાપિતા તથા ધર્મ સામે ક્રાંતિ–બંડ પોકારી અનર્થકારક ઉથલપાથલ મચાવી રહ્યા છે.

અધિકાંશે હિંદુસ્તાનની સુશિલ સ્ત્રીઓ તો પતિ સેવા તથા સ્ત્રી ધર્મ પાળવામાં આદરવાળી છે, પણ કેટલીક પાશ્ચાત્ય વાતાવરણની ભોગ બનેલી યુવતીઓ પોતાની ટોળીઓને કોન્ફરન્સનું રૂપ

આપી; અખિલ ભારતની સ્ત્રીઓની પ્રતિનિધિ હોવાનો ખોટો આડંબર કરી, છૂટા છેડા, શારડા એક્ટ, વર્ણાન્તર લગ્ન તથા સ્ત્રીઓના સમાન હક્કની હિમાયત કરે છે, અને તેને સરકાર તથા છાપાવાળાઓ મહત્તા આપે છે.

થીયોસોફિકલ સોસાયટી કે જે શરૂ શરૂમાં હિંદુ ધર્મની મહત્તા ગાઇ સર્વ ધર્મને માન આપવાની વાતો કરી સ્થપાયેલી, તે અત્યારે ખુલ્લી રીતે હિંદુ જાતિ ધર્મની મર્યાદાનો ઉચ્છેદ થાય એવું કાર્ય કરી રહી છે.

હિંદુસ્થાનમાં કુલ ૩૦ લાખ ઢેડ, ભંગી, ચમારાદિ અસ્પૃશ્ય-અત્યંજોની સંખ્યા છે; તેને સાત કરોડની સંખ્યા બતાવી, તેઓના ઉદ્ધારાર્થે હરિજનસેવાસંઘ સ્થાપવાની યોજના કરી, કરોડો રૂપીયાનાં ફંડો ઉઘરાવી, તેનો ઉપયોગ ધર્મનાશ માટેજ કરવામાં આવે છે.

હિંદુસ્થાનમાં સાત લાખ ગામડાંઓ કે જે હજુ સુધી વિનાશક પ્રતારણાથી મુક્ત છે, તેઓના ગ્રામ્ય ઉદ્ધારને નામે રહ્યા સહ્યા દેશી ધંધા, ખેતીવાડી વેપાર સદાચાર ઐક્ય કે ધર્મ હશે તેનો પણ ભ્રષ્ટો નાશ કરશે.

ભારતના કેટલાક સુધારકંમન્યો સમાજવાદની પ્રવૃત્તિનો પ્રચાર કરી રહ્યા છે; અને તેઓના મુખ્ય સૂત્રો–ઇશ્વર વહેમ છે, ધર્મ ધતીંગ છે. ધર્મ શાસ્ત્રો ઉદર નિર્વાહનાં સાધનો છે. ધર્મ ગુરૂઓ વેપારીઓ છે, ધર્મ સ્થાનો બીન ઉપયોગી સ્થળો છે, માટે તે સર્વને માનવા જોઈએ નહિં; રાજા, શાહીવાદ. મૂડીવાદ, જમીનદાર, ઉચ્ચનીચનો ભેદ તથા પોતાની પારકી સ્ત્રીની અભેદની માન્યતા અને લગ્ન પ્રથાનો ઉચ્છેદ–વગેરે છે.

ઉપરોક્ત, પરિસ્થિતિમાં હિંદુ જાતિએ પોતાના ઉદ્ધાર અને **સંગઠન માટે કંઈ ઉપાયો યોજવા જોઇએ તો હવે શું કરવું તે વિચારીએઃ—**

વ્યાસ, વસિષ્ઠ, વાલ્મીકિ, ભૃગુ, ભરદ્વાજ વગેરેના ઋષ્યાશ્રમોમાં જેમ દ્વિજ બાળકો અસ્ખલિત બ્રહ્મચર્ય પાળી વેદાધ્યન કરતા તેમ વેદવિદ્યા સાથે સંસાર વ્યવહાર ઉપયોગી સર્વ આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કરવા અર્થે સનાતન ધર્મ વિશ્વવિદ્યાલય સ્થાપવાની યોજના કરવી, તે સ્થાન એકાંતમાં પૂર્ણ વિસ્તારમાં રાખવું ત્યાં વેદ, ધર્મશાસ્ત્ર ગીર્વાણ ભાષાનું જ્ઞાન, ષટ્કર્મ જ્ઞાન, વ્યાયામ વર્ણાનુસાર ધંધો, વનસ્પતિ શાસ્ત્ર, ભૂગર્ભવિદ્યા, ખગોળ વિદ્યા, રાજનીતિ તથા અર્થ શાસ્ત્ર વગેરે વિદ્યા પ્રયોગ સાથે શિખવવા પ્રબંધ કરવો. તેમાં જેઓ કટ્ટર સનાતની સદાચારી, ચારિત્ર્યવાન, નિઃસ્વાર્થી, વયોવૃદ્ધ, અનુભવી, બહુશ્રુત વિદ્વાન, વિદ્યાર્થીઓને ભણાવવામાં ખંતીલા, હિંદુ તરીકેનાં–સનાતની તરીકેનાં ચિન્હો રાખી ધર્મને અનુરૂપ સાદો પોષાક ધારણ કરનાર તથા પ્રતિદિન ષટ્કર્મ કરનાર બ્રાહ્મણોને નિયુક્ત કરવા. કારણ કે સંચાલન પરજ સંસ્થાની સફળતા નિષ્ફળતાનો આધાર છે.

વિદ્યાલયની વ્યવસ્થા સારૂ કટ્ટર સનાતની આચાર્યો, વિદ્વાનો, શ્રીમાનો તથા કાર્યકર્તાની એક વ્યવસ્થાપક કમીટી નીમવી. વિશ્વ વિદ્યાલયમાં મુખ્ય ભાષા સંસ્કૃત રહેવી જોઈએ અને સાથે ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાલી, અંગ્રેજી, વગેરે ભાષાઓનું આવશ્યક-જ્ઞાન આપવું. વિદ્યાર્થીઓના હૃદયમાં આદર્શ દાખલ કરવા; વિદ્યાલયમાં દેવતા, ઋષિયો, સ્વધર્મ રક્ષક વીરો, સ્વધર્મ દેશપાળક રાજાઓ, સ્વકર્તવ્ય રક્ષક વૈશ્યો, તીર્થસ્થાનો, મંદિરો વગેરેના તૈલ ચિત્રો મુકવાં, તથા ધાર્મિક જયંતીઓ, તહેવારો વગેરે મનાવી તે દિવસે સભાઓ ભરી તેનું રહસ્ય સમજાવવું.

પ્રત્યેક લોકલબોર્ડમાં શહેરની મ્યુનિસિપાલિટીમાં તથા પ્રાંતિક અને દેશની નાની મોટી ધારાસભાઓમાં આપણા કટ્ટર સનાતની સભ્યો મોકલવા કે જેથી ત્યાં ધર્મનાશ તથા દેશદ્રોહનાં કાર્યો અટકે.

જ્યાં સુધી ધર્માગ્રહી ગૃહસ્થો આ સ્થાનોમાં જતા હતા; ત્યાં સુધી ધર્મ અને દેશ વિરૂદ્ધનાં કાર્યો થતાં અટકતાં હતાં પણ જ્યારથી કાયરતા સેવી સ્વાર્થ પરાયણતામાંજ રચ્યાપચ્યા રહેવા લાગ્યા, ત્યારથી આ ભયાનક પરિસ્થિતિ ઉભી થઈ છે.

ભારતવર્ષના દરેક પ્રાંતમાં તે પ્રાંતની ભાષામાં વધારે નહિ તો એકએક સનાતની દૈનિક, અઠવાડીક, માસિક પત્ર કાઢવાનો પ્રબંધ થવો જોઇએ; કે જેથી તે પ્રાંતના લોકોના ઘેર ઘેર આપણો અવાજ પહોંચી શકે, પાખંડીઓના પાખંડવાદનું ખંડન થઇ શકે, સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિની ઉજ્જવળ મર્યાદા તથા સિદ્ધાંતોનું રહસ્ય નિત્ય લોકોના હૃદયમાં રેડી તેની મહત્તા ઠસાવી શકાય; તેમજ પોતાના હક્કો અને અધિકારોના રક્ષણાર્થે, હિંદુઓને જાગૃત અને સંગઠિત કરી શકાય.

સનાતન ધર્મ અને વર્ણાશ્રમનું વિશુદ્ધ સ્વરૂપ સમજાવવા માટે પ્રખર સનાતની ઉપદેશકો રોકવા જોઇએ, અને તેઓ પ્રત્યેક પ્રાંતમાં ગામો ગામમાં ઘુમીને સનાતન ધર્મ સભાઓ, સંસ્કૃત પાઠશાળાઓ, ધર્મવીર દળો, સનાતની ધર્મ પુસ્તકાલયોની સ્થાપનાઓ કરાવે; તેમજ ધર્મદ્રોહીઓએ ફેલાવેલ કુતર્કો, શંકાઓ તથા કુવિચારોને શંકા સમાધાનથી, શાસ્ત્રાર્થથી, વ્યાખ્યાનથી નિવારી શકે, અને સનાતન ધર્મથી વિમુખ થનારાઓને સનાતન ધર્મના મોક્ષદાયી સિદ્ધાંતો સમજાવી વિધર્મી વિદેશીઓના કે નાસ્તિક વાદીઓના ભોગ થતા અટકાવી શકાય.

પ્રત્યેક ગામમાં સનાતન ધર્મસભા સ્થાપવી જોઇએ, અને તે સભામાં પખવાડીએ કે અઠવાડીએ ધાર્મિક પરિસ્થિતિ વિષે વ્યાખ્યાનો થાય અને તેમાં સનાતન ધર્મનું સ્વરૂપ સમજાવે. જ્યારે જ્યારે ધારાસભા, દેશી રાજ્યો કે મ્યુનિસિપાલિટીઓમાં ધર્મ વિરોધી બીલો દાખલ થાય, ત્યારે તેની સામે પ્રતિરોધ કરવાનો ઠરાવ, તાર કે મેમોરીયલ મોકલવું. એથી ધર્મરક્ષાનું અત્યુપયોગી કાર્ય થશે.

હિંદુઓએ પોતાના ઉદ્ધાર માટે ગામોગામ સંસ્કૃત પાઠશાળાઓ ખોલવી જોઇએ. કારણ કે સંસ્કૃત ભાષા એ ગીર્વાણ કિંવા દેવ ભાષા છે, અને તે ભાષા ઇશ્વરકૃત હોઈ તેમાં કોઈ પ્રકારના હ્રસ્વદીર્ઘનો પણ ફેરફાર થઈ શકતો નથી, તે સર્વ ભાષાઓની માતૃભાષા-ઉત્પત્તિસ્થાન હોવાથી આપણા સર્વ ધાર્મિક ગ્રંથો તથા સંસ્કૃતિઓનું મૂળ સ્થાન છે. આ ભાષાની આવી સર્વાંગ સંપૂર્ણતા તથા ઉત્કૃષ્ટતાના કારણેજ તેનું નામ સંસ્કૃત પડેલું છે. હિંદુઓ જે એક વખત વીર, સાહસિક અને હિંમતવાન હતા, તે અત્યારે બાયલા અને નાહિંમત બની, મુડદા સમાન જીવી રહ્યા છે, માટે હવે હિંદુઓએ સાવધ થઈ માતાઓ તથા બ્હેનોની આબરૂ, માલમીલ્કત અને મંદિરોની મૂર્તિઓના રક્ષણાર્થે ગામોગામ ધર્મવીર દળની સ્થાપના કરવી અને દળમાં સ્પૃશ્ય વર્ગના હિંદુઓને જોડવા અને તેઓને લાકડી-કુસ્તી વગેરેથી માહિતગાર બનાવવા, કે જેથી નીતિભ્રષ્ટ ગુંડાઓની અનીતિ સામે ખબર પડતાંજ એકત્ર થઈ, જાતિ ધર્મની રક્ષા કરી શકે.

પ્રજાના હૃદયમાં ધર્મનું તત્વ રેડવાને માટે ગામેગામ દેવમંદિરમાં સનાતન ધર્મ સભા કે સંસ્કૃત પાઠશાળાના સ્થાનમાં માત્ર સનાતન ધર્મના ગ્રંથોનૂં તથા કટ્ટર સનાતની પત્રોનુંજ પુસ્તકાલય સ્થાપવાની આવશ્યકતા છે. પુસ્તકો કે જે વાંચવાથી વાંચનાર લોકોનો વિનિપાત થાય, ધર્મ જાતિની મર્યાદા ઉપર ઘૃણા ઉપજે એવા ભાવવાળાં ધર્મદ્રોહી નાસ્તિકોનાં લખેલાં પુસ્તકોનો સંગ્રહ કરવો નહિ.

હિંદુઓના ચાર વર્ણ છે અને તે વર્ણને સુદૃઢ રાખવા માટે આપણા વડીલોએ બહુજ દીર્ઘદૃષ્ટિ વાપરી પ્રત્યેક વર્ણમાંથી જ્ઞાતિઓના વિભાગો કરી તેનાં બંધારણો બાંધેલાં છે. અંગ્રેજી રાજ્ય જેમ હિંદમાં પ્રાન્ત અને તાલુકા પાડી પોતાનો વહિવટ કરે છે તથા વ્યવસ્થા જાળવે છે, જૂદી જૂદી વ્યાપારી સંસ્થાઓ જેમ પોત પોતાની એસોસીએશનનો, મંડળો, સોસાયટીઓ કે કલબો સ્થાપી પોતાનું હિત રક્ષણ કરે છે; તેમ હિંદુઓ પોતાની જ્ઞાતિઓ દ્વારા

પોતાનું તથા પોતાની જાતિ ધર્મનું હિત સંભાળે છે. જ્ઞાતિઓનાં બંધારણોને લઇનેજ સ્વચ્છંદીઓ અભક્ષ્ય ભક્ષણ, અપેયપાન, વિધવા વિવાહ, વર્ણાન્તર લગ્ન કે એવાજ બીજા અનાચાર કરવાની છૂટ લઈ શકતા નથી, અને કદાચ કોઈ માથાફરેલ થાય છે તો જ્ઞાતિ તુરતજ તેનો બહિષ્કાર કરી, મતિ ઠેકાણે લાવે છે. જ્ઞાતિઓના બંધારણ અત્યંત મજબૂત હોવા છતાં, હમણાં જ્ઞાતિઓના આગેવાનોની શિથિલતા, જ્ઞાતિજનોની લથડતી ચિંતાજનક સ્થિતિ, સરકાર દરબારની ડખલગીરી, દેશનેતાઓની ઉશ્કેરણી, યુવકોનું ઉદ્ધતપણું અને સ્વાર્થી મૂઢોના કન્યા તથા વરવિક્રય વગેરે કારણે જ્ઞાતિઓ જડ જેવી ચેતનહીન તથા કર્તવ્યશૂન્ય બની બેઠી છે. જો જ્ઞાતિઓનું અસ્તિત્વ નહિ રહે, તો વર્ણાશ્રમ, હિંદુજાતિ, સનાતન ધર્મ તથા હિંદુ સંસ્કૃતિ પણ નહિ રહે. કારણ કે વર્ણાશ્રમધર્મ અને વૈદિક મર્યાદાનું અભેદ્ય કિલ્લા તરીકે રક્ષણ કરનાર, આ આપણી જ્ઞાતિઓ જ છે; માટે હતાશ ન થતાં જ્ઞાતિઓની પ્રાચીન મર્યાદાનું હિંમતથી દૃઢતાપૂર્વક જ્ઞાતિજનોએ રક્ષણ કરવું જોઇએ.

હિંદુઓના માથે બળાત્કારે લદાયેલા કોમી ચુકાદા તથા પુના પેકટને હિંદુઓએ કોઈ પણ અવસ્થામાં સ્વીકારવા તૈયાર થવુંજ નહિ. પણ પોતાનામાં ઇશ્વરે જેટલી શક્તિ મૂકેલી હોય તેટલીનો ઉપયોગ કરી, તેને રદ કરાવી તેની જગ્યાએ પોતાને માફક આવે એવી ન્યાયી વ્યવસ્થા કરાવવી જોઇએ. કોમી ચુકાદો જો કાયમ રહેશે તો હિંદુઓ પર મુસલમાનોનો ત્રાસ પ્રવર્તશે, અને પુના પેકટ કાયમ રહેશે તો સર્વત્ર ઢેડ ભંગીઓ આગેવાન બની, સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિ ઉપર કુહાડા મારી છેદશે; માટે તે બન્નેને રદ કરાવ્યે જંપવાનું છે.

દાન, ભોગ અને નાશ એ ત્રણ ધનની ગતિ છે, એવી માન્યતાથી હજારો ધર્મનિષ્ઠ હિંદુઓએ લાખો રૂપિયાની સખાવતો કરી છે અને કરે છે. સનાતનીયોની મુખ્ય ફરજ છે કે તેઓએ ધર્મ વિરૂદ્ધ પ્રવૃત્તિમાં તો કદિ એક પૈસાની પણ મદદ આપવી જ

નહિ; પણ નિશ્ચય સાથે પ્રતિજ્ઞા લેવાની પણ આવશ્યકતા છે કે, સત્કાર્ય–પુણ્યકાર્યમાં જે કાંઈ દ્રવ્ય ખર્ચવું તે કાં તો પોતાના હાથે અથવા કટ્ટર સનાતની પ્રતિષ્ઠિત ગૃહસ્થોને ખર્ચવાનું સુપ્રત કરવું. પોતે જે ટ્રસ્ટ કરવું તેમાં કડકમાં કડક શરતો કરવી. તે શરતોનું બરાબર પરિપાલન કરે એવા ધર્માત્મા નિઃસ્વાર્થી ટ્રસ્ટીઓ નીમવા અને પોતાનું દ્રવ્ય સ્થાવર મિલ્કતોમાં રોકવું અને એવો નિયમ ઠરાવવો કે તે મિલ્કત કદિ કોઈ ટ્રસ્ટીથી વેચી શકાય નહિ.

આજકાલ ભારતવર્ષમાં નોકરી ધંધા પુરતીજ ભાવનાઓ રાખી વિદ્યા ભણવામાં આવે છે; કે જેના પરિણામે વેદવિદ્યા તરફ દુર્લક્ષ સેવાય છે. અને તે લોપાતી જાય છે. વેદવિદ્યા ને આપણું સર્વસ્વ છે. તેના પુનરૂદ્ધારમાં જ આપણો ઉદ્ધાર છે. માટે સનાતન ધર્મના અભિલાષી ગૃહસ્થોએ વૈદિકોને યથાશક્તિ સહાયતા પહોંચાડી, વેદ વિદ્યાનો પ્રચાર કરવો જોઇએ.

સનાતન ધર્મના ઉદ્ધારના વિધવિધ ઉપાયો કાર્યમાં મૂકવાને માટે તથા જનતાને પોતાના સ્વરૂપ અને કર્તવ્યનું ભાન કરાવવા સારૂ, સનાતની આગેવાનોનું ડેપ્યુટેશન તૈયાર કરી દેશમાં સર્વત્ર વધારે નહિ તો દર વર્ષે બે માસ ધુમાવવું ઘટે છે.

હિંદુસ્તાનમાં છપન્ન લાખ સાધુ, બાવા, અતીત, સંન્યાસી, ત્યાગી, વેરાગી, મહંત, મઠાધીશ, ઉદાસીન વગેરે મહાત્માઓ છે, અને હિંદુઓ કેવળ ધર્મ ભાવનાથી જ તેઓનો સર્વ રીતે સત્કાર કરે છે. આ સર્વ મહાત્માઓએ આ ધર્મ ભ્રષ્ટ દીન–હીન દશા સત્વર સમજી લઇ, જેના માટે પોતે ભેખ લીધો છે તે ધર્મને સુરક્ષિત રાખવા માટે સ્વાત્માર્પણ કરવું જોઇએ. પ્રારબ્ધવશાત્ ધર્મરક્ષાર્થે લડતાં મૃત્યુ પ્રાપ્ત થાય તો તેઓની પાછળ કોઇ દુઃખી થનાર નથી. પૂર્વકાળમાં જ્યારે જ્યારે ધર્મ ઉપર આપત્તિ આવેલી, ત્યારે સાધુ, બાવા, સંન્યાસીઓએ પોતાના દંડ, ચીપીયા તથા ત્રિશૂળથી ધર્મ સંહારકોને ખાળેલા. માટે ધર્મ રક્ષામાં જ પોતાની રક્ષા અને પરમ ગતિ છે.

ધર્મનાશમાં પોતાનો તથા હિંદુઓનો નાશ થતો જોઈ, જાણી સાધુ સંન્યાસીઓ તુરતજ ધર્મ રક્ષણાર્થે મેદાને પડે એ અત્યંત આવશ્યક છે.

વેદોક્તમંત્રનું અગાધ સામર્થ્ય છે. તેનું જો વિધિપૂર્વક અનુષ્ઠાન કરવા કે કરાવવામાં આવે તો તે ધારેલું ફળ નિપજાવી શકે છે, કારણ કે મંત્ર આધીન દેવતા છે. આવા ધર્મસંકટના સમયે દૈવી ઉપાય પણ યોજવાની જરૂર છે. આથી કરી તપ, યોગ, ભક્તિમાં નિષ્ઠાવાળો પુરૂષ જો તે સંયમ નિયમ રાખી, એકાંત સ્થળમાં અનુષ્ઠાન કરવા ચાહે અને તેનું ફળ સનાતન ધર્મ તથા હિંદુ સંસ્કૃતિની રક્ષા અને ધર્મધ્વંસીઓનો ક્ષય થાય એ રીતે અર્પવા પ્રતિજ્ઞા લેતો હોય; તો તેને સર્વ સાધનોથી સગવડતા પુરી પાડવા જરાય સંકોચ કરવો નહિ.

હાલ ધર્મ અને ધર્મજ્ઞો ઉપર અત્યાચાર ગુજારનાર ધર્મ વિરોધીઓ, બળહીન તેમજ ફંડ ફાળા માંગી ખાનાર ભિક્ષુક છે. તેઓને જો હિંદુઓ દ્રવ્યની તથા મતની સહાયતા ન આપે, તો તે બીજેજ દહાડે ચેતનહીન બની જાય. માટે સર્વ સનાતન ધર્મ હિતચિંતકોએ વિચાર કરી દ્રવ્ય અને મતનો સદુપયોગ કરવો જોઇએ. તદુપરાંત આવા ધર્મના આપત્તિકાળમાં સર્વ હિંદુઓએ શુદ્ધ થઇ સવારસાંજ અનન્યભાવે એકાગ્ર વૃત્તિથી પરબ્રહ્મ પરમાત્માના ચરણમાં ધર્મ અને ધર્મીઓની રક્ષા કરવા પધારવા પ્રાર્થના કરવી જોઈએ.

ભારતવર્ષના સર્વ હિંદુ સંપ્રદાય પ્રવર્તકોએ વેદાજ્ઞા, વર્ણાશ્રમ ધર્મ, જ્ઞાન, ભક્તિ તથા સદાચારના પ્રચાર વડે સનાતન ધર્મનું રક્ષણ કરી હિંદુઓ ઉપર મહદ ઉપકાર કરેલો છે. આધુનિક સંપ્રદાયિક અનુયાયીઓ પોતાના સંપ્રદાય પ્રવર્તક મહાનુભાવોના સિદ્ધાંતો પૂર્ણ ન સમજવાથી એકબીજાને ખોટા ઠરાવવા તથા નષ્ટપ્રાય કરવા પ્રયત્ન કરે છે; પણ તેમણે સમજવું જોઈએ કે સર્વ આચાર્યોએ જ્ઞાન–ભક્તિ કે કર્મનો ઉપદેશ આપી ભગવાનને જ ભજવું જોઇએ, તેવો ઉપદેશ આપેલો છે. આથી કરી દરેક સંપ્રદાયવાળાએ સત્વર પોતાની ખામી દૂર કરી બધાની એકવાક્યતા કરી સનાતન ધર્મ વેદોક્ત

મર્યાદા અને વર્ણાશ્રમની રક્ષા કરવા દત્તચિત્ત થવું જોઇએ.

યજ્ઞ યાગનો મહિમા અગાધ છે.

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः। यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥** સંપૂર્ણ પ્રાણી અન્નથી ઉત્પન્ન થાય છે અને અન્નની ઉત્પત્તિ વૃષ્ટિથી થાય છે અને વૃષ્ટિ યજ્ઞથી થાય છે અને તે યજ્ઞ કર્મોથી ઉત્પન્ન થવાવાળા છે, માટે ધર્મિષ્ઠ હિંદુઓએ સાધનના પ્રમાણમાં હોમાત્મક તથા જપાત્મક યજ્ઞો કરી, એક તરફથી અમોઘ પુણ્ય સંપાદન કરવું ઘટે અને બીજી તરફથી તે તે યજ્ઞોમાં જે જે બ્રાહ્મણોનું આચાર્ય તથા સભ્ય તરીકે વરણ થાય તેઓ પાસે પ્રતિજ્ઞા લેવરાવવી જોઇએ; કે એ ભૂદેવો જ્યાં જ્યાં નિવાસ કરે કે વિચરે, ત્યાં ત્યાં સનાતન ધર્મનો ઉપદેશ સદૈવ કરતા રહે; અને લોકોને અધર્મ માર્ગથી બચાવતા રહે.

એક વખત પૃથ્વીપર સર્વત્ર સનાતનધર્મની આણ પ્રવર્તતી હતી. સનાતન ધર્મ નિમિત્તે યદિ એક ભોગ આપવાની જરૂર પડતી તો ત્યાં હજારો દેતા. દેશમાં જેટલાં મંદિરો, મઠો, ચોરાઓ, પાઠશાળાઓ, તીર્થો, અન્નક્ષેત્રો, અખાડાઓ તથા સદાવ્રતો હતાં તેટલા તેના જીવતા જાગતા અંગરક્ષક યોદ્ધાઓ હતા. આજે એ બધા લોકો, સ્થાનો જીવંત છે પરંતુ સનાતન ધર્મને કોઇ ઉપયોગી થતાંજ નથી. અત્યારે સનાતન ધર્મ ઉપર જ્યારે નાસ્તિક, સુધારકો તથા વિદેશી વિધર્મીઓ બેસીતમ પ્રહારો, અત્યાચારો ગુજારે છે, ત્યારે લોકો તથા એ સ્થાનો વગેરે સહાય કે બચાવ કરવામાં ઉપયોગી થતાં નથી. એથી તેઓનું જીવવું શું ઉપયોગનું છે? માટે ધર્મને જીવન અર્પી અહર્નિશ સનાતન ધર્મની સેવા કરે, એવા સનાતનીઓના સેવક મંડળની ખાસ જરૂર છે, જે રીતે સ્વામિનારાયણ મતના પાળા, સાધુ બ્રહ્મચારીઓ, ગોખલેની સર્વન્ટ ઓફ ઈન્ડિયા સોસાયટીના સભ્યો, રામકૃષ્ણ મીશનના સાધુઓ અને ચૈતન્ય મહાપ્રભુના ગોડીયા મઠના સાધુઓ પોતપોતાની પદ્ધતિએ કાર્ય કરે છે,

તે રીતે આપણે સનાતનીઓએ સનાતન ધર્મ, હિંદુ સંસ્કૃતિ તથા વર્ણાશ્રમ ધર્મની સેવાનું વેદશાસ્ત્ર, પુરાણોની આજ્ઞાનુસાર કાર્ય કરવા **"સનાતન ધર્મ સેવક મંડળ"**ની સ્થાપના કરવી જોઈએ.

પ્રત્યેક શહેરની સનાતન સભાના કેન્દ્રરૂપ દેશભરના સનાતનીઓની એક કેન્દ્રસ્થ સનાતન ધર્મ મહાસભા સ્થાપન કરવી અને તે સંસ્થાનો કાર્યભારનો બોજો કટ્ટર સનાતની, સદાચારી, ચારિત્રવાન્ પ્રૌઢવયના ઠરેલ વિદ્વાન્, સનાતનીઓને સોંપવો જોઇએ; અને તે સંસ્થામાં સભ્યના ગુણદોષ જાણ્યા વગર ગમે તેની ભરતી કરવી નહિ, કારણ કે **મોટી સંખ્યા ગણાવવાથી કદાપિ તેનું ધ્યેય પાર પડતું નથી કે વિજય થતો નથી.** આપણી સનાતની સંસ્થાઓ કટ્ટરોની હોવી જોઇએ અને સિદ્ધાંત રમરણાર્થે પ્રાણાર્પણ કરવા તત્પર હોય તેવા કસોટીએ ચઢેલાઓની જ તેના પદાધિકારીઓ કાર્યવાહકો તરીકે નિમણુક થવી જોઇએ તોજ તે સંસ્થા સ્થાપવી અથવા હોવી ઉપયોગી છે.

દરેક ગામમાં સનાતન ધર્મ સભાએ દર વર્ષે પોતાની સભાનો વાર્ષિકોત્સવ કરવો. કેન્દ્રસ્થ સનાતન ધર્મસભાએ અખિલ ભારતવર્ષીય સનાતન ધર્મનું અધિવેશન બોલાવવું. તે સાથે સનાતની સાહિત્ય પરિષદ્, સનાતની પત્રકારોનું સમ્મેલન તથા શાસ્ત્રાર્થ સભાઓ યોજવી. સમ્મેલનમાં માત્ર ઠરાવો પસાર કર્યે, અસરકારક ભાષણો કર્યે કે અપીલ કરી ફંડમાં નાણાં ભરાવી કૃતાર્થતા માનવાની નથી પણ તે ઠરાવોનું ગમે તે પ્રકારે બરાબર પાલન કરાવ્યે જ ખર્ચ અને પરિશ્રમની સાર્થકતા છે.

સનાતન ધર્મ, હિંદુ સંસ્કૃતિ તથા વર્ણાશ્રમના ઉચ્ચત્તમ સિદ્ધાંત અને રહસ્યમાં પ્રાણિમાત્રનો અભ્યુદય અને મોક્ષ છે, તે પ્રસ્તુત લેખમાં પ્રથમ દર્શાવ્યું, ત્યારબાદ ભારતવર્ષની હાલની પરિસ્થિતિ સપ્રમાણ રજુ કરી, અને અંતમાં તેના ઉદ્ધારને માટે સનાતની હિંદુ

પ્રજાએ શું શું ઉપાયો કરવા તે દર્શાવવામાં આવ્યા તે સર્વે આપે લક્ષપૂર્વક વાંચ્યા હશે.

એ યોજના અમલમાં મૂકાય તોજ સનાતન ધર્મ, હિંદુ સંસ્કૃતિ, વેદ શાસ્ત્રોક્ત વર્ણાશ્રમ મર્યાદા, અને હિંદુ જાતિની હયાતી દુનિયાપર રહી શકે તેમ છે. જો તમોને તમારા ઋષિમુનિઓનું અને હિંદુપણાનું અભિમાન હોય, જો તમારી નાડીમાં પૂર્વજોનું રક્ત વહેતું હોય અને જો તમે શુદ્ધ હિંદુ સંતાન હો તો દીર્ઘસૂત્રીપણું ન કરતાં એ યોજનાઓને તુરતજ આચરણમાં મૂકો.

હિંદુ રાજાઓ, ધનવાન ગૃહસ્થો તથા સાધનસંપન્ન આચાર્યોએ, યોજનાનુસાર ધર્મરક્ષાના કાર્યનો તત્કાળ આરંભ કરી શકે છે, અને સનાતન ધર્મસભા, ધર્મવીરદળ, સનાતન ધર્મના ગ્રંથોનું નાનકડું પુસ્તકાલય તથા સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપવાનું, ધર્મદ્રોહી સુધારકોને મત કે પૈસાની મદદ ન આપવાનું, અને પોતપોતાની જ્ઞાતિનાં બંધારણ સુદૃઢ બનાવવાનું કાર્ય તો ગામોગામના ધર્મપ્રેમી ગૃહસ્થોનું છે. માટે ધર્મનિષ્ઠ હિંદુ માત્રે કાળજી રાખી ને તે કાર્યનો તુરત જ પ્રારંભ કરી દેવો એવો અમારો સાગ્રહ અનુરોધ છે.

હિંદુ માતાપિતાએ પોતે જાતે તથા પોતાની સંતતિ માટે જે કાર્ય કરવું પરમાવશ્યક છે; તે એ છે કે "પોતાના બાળકો પ્રત્યે બહુજ દરકાર રાખી, નાનપણથીજ પોતાના બાળકના હૃદયમાં ધર્મના સંસ્કાર નાખવા જોઇએ." બાળકના કોમળ હૃદયમાં તમે જે સંસ્કાર નાખશો તે કાયમ રહેશે અને જેવા સંસ્કાર નાખશો તેવો તે બાળક થશે.

જગન્નિયંતા શ્રી હરિ......

ઉપરોક્ત યોજનાઓને સર્વ પ્રકારે યશસ્વી સફળતા અર્પે, અને ધર્મપ્રેમી હિંદુઓને આ સાંગોપાંગ યોજના કાર્યમાં પરિણત કરવાનું બળ તથા બુદ્ધિ, સત્વર પ્રેરી સનાતન ધર્મ તથા હિંદુ સંસ્કૃતિના ઉદ્ધારના નિમિત્ત બનાવી કૃતાર્થ કરે એવી તેઓશ્રીના ચરણમાં અભ્યર્થના કરીને વિરમીશું. હરિ: ૐ તત્સત્ પરમાત્મને નમઃ ॥

# સર્વ સામ્પ્રદાય સમન્વય–

ભારતવર્ષમાં સનાતન ધર્મ પાળનાર હિંદુઓમાં અનેક સામ્પ્રદાયો છે. સર્વ સનાતનધર્મના સામ્પ્રદાયોના સ્થાપક આદ્ય પુરુષોના તથા ભાષ્યકારોના જુદા જુદા સિદ્ધાન્તો હોવા છતાં, તેઓએ વેદની આજ્ઞાઓને તથા એક શુદ્ધ સચ્ચિદાનંદઘનને જુદા જુદા સ્વરૂપમાં માનેલાં છે; અને ઈશ્વર એક છે, અને તે સૃષ્ટિ રચનાર અને તેના પાળક છે; તથા વેદ ઈશ્વરકૃત હોઈ તેમાં દર્શાવેલી વર્ણાશ્રમવ્યવસ્થા તથા પૂર્વ જન્મ સંબંધી સિદ્ધાંતો સર્વને માન્ય છે.

ભારતવર્ષમાં પ્રત્યેક આચાર્યોને પોતાનો મત વૈદિક હોવાનો તથા તેઓના તત્વજ્ઞાનને વેદના પ્રમાણથી જ પ્રતિપાદન કરવાનો આગ્રહ હોય છે; માટે બધા સામ્પ્રદાયો પ્રત્યક્ષ કે પરોક્ષભાવથી બહુધા સર્વ એક જ ઈશ્વર માની વેદ ભગવાનની આજ્ઞાઓનું પાલન કરી એકત્ર થઈ પોતાનું સંગઠ્ઠન સાધી શકે છે.

હમણાં સામ્પ્રદાયોમાં જે મત મતાંતર અને તેમાં પરસ્પર વિવાદ દેખાય છે, એનું પ્રધાન કારણ લોકોની સમજ ફેર છે, પણ તેઓ જો આદ્ય સામ્પ્રદાયિક આચાર્યોના ધ્યેય ઉપર વિચાર કરે તો તેઓને આ ઝગડાનું કારણ રહે નહિ.

સર્વે સામ્પ્રદાયિક મુમુક્ષોને ઈષ્ટદેવ પ્રાપ્ત કરવા તે એકજ પરમ વસ્તુ પરમ લક્ષ્ય છે, અને તેને પ્રાપ્ત કરવા અનેક ભિન્ન ભિન્ન માર્ગ છે. દેશકાળ, પ્રકૃતિ, રૂચિ અને અધિકાર આદિ ભેદોથી મતોમાં, વ્યવહારમાં તથા ઉપાસના પદ્ધતિમાં ભેદ હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી, અને તે રીતે ભેદ રહે તે સ્વાભાવિક છે.

સર્વ સામ્પ્રદાયના ધ્યેયરૂપ તત્ત્વને સમજવું કેઃ–સર્વની અંદર એકજ પરમાત્મા છે; સર્વ જગત તેનાથી જ ઉત્પન્ન થયેલ છે, અને સર્વ તેના તરફ જ જવા યત્ન કરી રહેલ છે, અને સર્વ અનેકતામાં એકતાનો અનુભવ કરવો એજ સનાતન ધર્મનું ધ્યેય છે. જેમ જેમ મનુષ્યને વિશ્વનિયંતાની અનહદ શક્તિનું ભાન થતું જશે તેમ તેમ તે તેની વધારેને વધારે નજીક જતો જશે અને છેવટે તેમાંજ વિલીન થઈ જશે અને એજ સ્થિતિને શાસ્ત્રીય ભાષામાં બ્રહ્મપ્રાપ્તિ કહી શકાય.

શાન્તિ શાન્તિ શાન્તિ.

# શ્રી જયઅરેશ્વરાશ્રિત કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

૧. શ્રી સરહસ્ય ત્રિકાળ સંધ્યા પ્રયોગ પદ્ધતિ પૃષ્ટ ૧૦૦ ૦—૫—

૨. (શ્રી મૂર્તિપૂજા રહસ્ય સહિત; વેદોક્ત તથા પુરાણોક્ત) પંચાયતન દેવપૂજન વિધિ પૃષ્ટ ૧૦૦ કિંમત ૦—૫—

૩. શ્રી શિવ—શક્તિનાં સ્તોત્રો પૃષ્ટ ૩૬ કિંમત ૦—૨—

૪. પશુ મહાસભાનું સમ્મેલન પૃષ્ટ ૬૦ કિંમત ૦—૪—

૫. આધુનિક દિગ્દર્શન વિચારણા—ઉપાયો પૃ ૧૬ કિંમત ૦—૧—

૬. શ્રી વર્ણાશ્રમ ધર્મ વિજય સંવાદ. ૭ શ્રી ખડ્ગ માલા તથા વંશકવચાદિ સ્તોત્રો. ટુંક સમયમાં પ્રસિદ્ધ થશે.

---

# શ્રી જયઅરેશ્વરાશ્રિત કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો મળવાનાં સ્થળો

**અમદાવાદ**—૧. શ્રી. માર્કંડરાય ચુનીલાલ રાવળ
ઠે. ઢીકાંટા, નવતાડની પોળ.

૨. શ્રી. મુળશંકર નરસિંહરામ, ઠે. શ્રીરામજીની શેરી,
અથવા શ્રી કાશીવિશ્વનાથ ઔષધાલય-સંન્યાસાશ્રમ,
એલીસબ્રીજ—સાંજરે ૬ થી ૮.

**વીરમગામ**—શ્રી. વિજયશંકર ડાહ્યાશંકર ત્રિપાઠી, ઠે. કાસમપુરા ડેલામાં.

**વડોદરા**—શ્રી. વિષ્ણુપ્રસાદ બહેચરલાલ દવે
ઠે. બાજવાડા—નવલખાની હવેલી.

**વઢવાણ સીટી**—શ્રી. નર્મદાશંકર લલ્લુભાઇ દ્વિવેદી
ઠે. ધોળાપોળ-કસ્બાશેરી

**સુરત**—શ્રી. પાંડુરંગ પાર્વતીશંકર શુક્લ, ઠે. ગોપીપુરા.

**સિદ્ધપુર**—સ્વામિજી શ્રી અનિરૂદ્ધ સ્વામિજી—ઠે. નીલકંઠ મહાદેવના મઠમાં

**ભરૂચ**—શ્રી. પ્રમોદરાય જેઠાલાલ દવે, ડ્રાવીંગ કલાર્ક, ઠે. સ્ટેશન સ્ટ્રીટ

**મુંબઇ**—શ્રી. મણિશંકર હરિશંકર જ્યોતિષી. ઠે. નરપત મેન્સન, ઠાકુરદ્વાર

**મહેમદાવાદ**—શ્રી. ચુનીલાલ મથુરભાઇ, ઠે. વડાદરાવાડ.

**પુંધરા**—શ્રી. ભોળાનાથ અમૃતરામ શાસ્ત્રી-કલોલ થઇને.